

શ્રી.

# શ્રી પ્રબોધ પદ્યાવલી.

---

અધીકારીઓનાં મનન માટે ભેટ આપવા.


પ્રસીદ્ધ કરનાર:—

## ખોજા મુળજી મહમદ,

૧૮૫ જંજીકર સ્ટ્રીટ,



આવૃત્તિ ૧ લી        પ્રત ૫૦૦

મુંબઇ.





સને ૧૯૧૨        સંવત ૧૯૬૯

શ્રી 'સરસ્વતી' પ્રેસ, નં ૩૩૨-૩૩૪ નાગદેવી સ્ટ્રીટ-મુંબઇ, આ ઠેકાણે

મગનલાલ જગજીવનદાસે છાપી છે

શ્લોક.

भिद्यते हृदय ग्रथी श्छिद्यते सर्व सशयाः ।
क्षीयन्ते चास्यकर्माणि तस्मिन दृष्टे परावरेः ॥

" તે પરાવરનાં જ્યારે દર્શન થાય છે, ત્યારે હૃદયગ્રંથી ભેદાઇ જાય છે. સર્વ સંશયો નષ્ટ થાય છે અને કર્મે પણ ક્ષીણ થઇ જાય છે. "

ભગવદ્ગીતા.

# અર્પણ કાવ્ય (કર્તા તરફથી)

## ઉપજાતિ વૃત.

ગોળા ફરે એકજ તત્ત્વનાસા,
ખે ચાઇ એ એકજ તત્ત્વનાથી;
અર્પે ગ્રહેછે સૌ એજ તત્ત્વ,
જે સર્વનું તે સૌને મળે છે ૧

આ વાદળીમાં વીજળી રમે છે,
આ સિંધુમાં આ નદીઓ મળે છે,
જુદા થઇને સૌ એક થાય,
જે જેનું તે ત્યાં જઇને સમાય ૨

રે ! માનવીનું પણ એજ તત્ત્વ,
હું તુ મહીં એકજ રક્ત ચાલે,
અર્પૂ ગણી એમ લઘૂ કૃતિ મારી,
સહર્ષ લેજો ઉરમાંહી ધારી. ૩

કલાપી

## શીખરિણી.

ખરે ! આનન્દો જે જગત પરની સમ્પદ ધરે,
ભલા ભાઇ એતો ક્ષયમય અને તુચ્છ સઘળા;
અને જે ભોળા એ ચપલ લઘુતા ઇષ્ટ ગણતા,
ખરે જાણો તે તો લઘુતર નકી પામર બધા.

## મંદાક્રાંતા.

આ દીવો જો તુજ ગૃહ બધું તેજથી પુરી દેતો,
દીપ્તિ હીણો તિમિરમય છે, ધુમ્ર તો અંત એનો;
નશ્વર જગની અલીક તૃષ્ણા ત્યાગી દે સમજી સાને,
તોડી ભીંતો તિમિર ગઢની ઉડીજા દિવ્ય સ્થાને.

કલાપી.

## વસંતતિલકા.

તોયે હતા સહુજ તત્ત્વ રૂપાંતરે આ
કોયે નવુ નથી થયું નવ થાય કાંઇ
કોદી વળી પ્રલયનો સૌ ભોગ થાશે
ત્યારેય બીજરૂપમાં સૌ આ સમાશે.

કલાપી.

# ખુલાસો.

આ લઘુ પુસ્તક સુજ્ઞ વાંચકોની સમક્ષ રજુ કરતાં કંઈક ખુલાસો કરવાની રજા લઉં છું. મારા લગભગ પોણોસો વર્ષના વયોવૃદ્ધ માતુશ્રીએ ગયા વર્ષે આમાંના પદો મુખ્યત્વે સ્વવિલાસ નિમિતે રચ્યાં હતાં અને તે પોતાનાં સંબંધીઓ-સ્નેહીઓને ગાઈ સંભળાવતાં તે છપાવી પુસ્તકરૂપ ધારણ કરે તેવી ગોઠવણ કરવા સુચનાઓ તેમના તરફથી થઇ હતી, પરંતુ આ પદો, તેની ભાષા, કાવ્ય રચના કે વિષયની મહત્તા તરફ લક્ષ દેતાં કાંઈ બહુ શ્રેષ્ઠ પંક્તિનાં નથી, અને એક વગર ભણેલ નિરક્ષર વ્યક્તિની કૃતિમાં તેટલી આશા રાખવી એ બહુ પડતુ થઇ પડે. આવી સ્થીતિ છતાં મેં તો એવા અન્વેષણ તરફ ઉપેક્ષાની દ્રષ્ટી કરી માત્ર માતૃભક્તિના પક્ષપાત, અને વસ્તુની પવિત્રતાથી પ્રેરાઇને, તેને પુસ્તકરૂપે મુદ્રાંકિત કરાવવા માટે એમની સંમતીથી એ પદોનું સંશોધન કરાવી એમના

સ્માર્કચિન્હ તરીકે છપાવી જાહેર પાડી મારી જીજ્ઞાસા માત્ર તૃપ્ત કરી છે. અને આ સંજોગોમાં વાંચનાર પોતાની વિવેચક કલ્પના મારા માતુશ્રી અને મારા પ્રત્યે ઉદાર ચિતે વાપરે એવી પ્રાર્થના છે.

મારા માતુશ્રીનીજ ઇચ્છાનુસાર આં નાનકડા ગ્રંથનું કાંઈપણ મુલ્ય નહીં લેતાં તે જીજ્ઞાસુઓને મફત ભેટ આપવા ધારણા રાખી છે, અને ગ્રથ સ્વામીત્વનું હક પણ સ્વાધીન નહી રાખતાં જાહેર ને તે છપાવવાની છુટ આપવાનું ઠરાવવામાં આવ્યુ છે, માત્ર સાત્વિક ભાવનાં સસ્કારી મુમુક્ષુઓમાંથી કોઇને એમાંથી કઇપણ ગ્રાહ્ય થાય તો યોજક અને પ્રકાશક પોતાને કૃતકૃત્ય માનશે. સિવાય વધુ કાંઈ ઇચ્છા નથી.

ગ્રંથની શરૂઆતમાંનું મંગલાચરણનું રૂચીરાછંદ એક ગ્રહસ્થ તરફથી મળેલું દાખલ કર્યું છે.

મુંબઇ, કારતકી કૃષ્ણ પંચમી, ૧૯૬૯ વિક્રમાર્ક. — પ્રકાશક, ખોજા મુળજી મહમદ.

———:૦.———

## ॥ ૧ ॥ અથ વસ્તુનિર્દેશરૂપ મંગલ ॥

### ॥ દોહા ॥

જો સુખ નિત્ય પ્રકાશ વિભુ, નામ રૂપ આધાર;
મતિ ન લખૈ જિહિં મતિ લખૈ, સો મૈં સુદ્ધ અપાર. ૧

અબ્ધિ અપાર સ્વરૂપ મમ, લહરી વિષ્ણુ મહેશ;
વિધિ રવિ ચંદા વરૂન યમ, શકિત ધનેશ ગણેશ. ૨

જા કૃપાલુ સર્વજ્ઞકો, હિય ધારત મુનિ ધ્યાન;
તાકો હોત ઉપાધિતૈં, મોમૈં મિથ્યા ભાન. ૩

વ્હૈ જિહિં જાનૈ બિન જગત, મનહુ જેવરી સાપ;
નસૈ ભુજંગ જગ જિહિં લહૈ, સોऽહં આપે આપ. ૪

બોધ ચાહિ જાકો સુકૃતિ, ભજત રામ નિષ્કામ;
સો મેરો હૈ આતમા, કાકૂં કરૂં પ્રનામ. ૫

વિચારસાગર

*  *  *  *  *

**न बाह्यो नांतरः साक्षी बुद्धेर्देशौ हि नावुभौ,**

**बुद्ध्याद्यशेष ंशांतौ यत्र भात्यस्ति तत्रसः २०**

સાક્ષી બહાર નથી તેમ અંતર નથી કેમકે બાહેર ભીતર બુદ્ધિનો દોશ છે સાક્ષીનો નહીં.

બુદ્ધિ આદિક સર્વેની શાંતી થતાં તે સાક્ષી જ્યાં ભાસે છે ત્યાં જ છે.

પંચદશી નાટક દીપ

**यदविद्याविलासेन भूतभौतिकसृष्टय· ।**

**तं नौमि परमात्मानं सच्चिदानन्दविग्रहम् ॥ १ ॥**

જે પરમેશ્વરના અવિદ્યા વિલાસથી અર્થાત્ સમ્યક જ્ઞાન વિના અથવા તે પરમેશ્વરની માયા અપર નામક અવિદ્યારૂપ શકિતથી આકાશાદિ સુક્ષમ સ્થુલ, ભૂત તથા ચરાચર ભેદથી અનેક પ્રકારનાં ભૌતીક કાર્ય ઉત્પન્ન તથા લય થયા કરે છે એવા સત, ચિત્ત તથા આનંદ સ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.

વેદાંતપરિભાષા.

# અનુક્રમણિકા.





॥ श्री ॥

# प्रबोध पद्यावली.

## મંગલાચરણ.

### શ્રી કૃષ્ણ પરમાત્માની ભકિત.

#### રૂચિરા છંદ-લાવણી.

દીનદયાળા અતિ કૃપાળા, નટવર ન્યારા ગિરિધારી;
કામણગારા ગોપીપ્યારા, [1]કરસન કાળા બ્રૅહ્મચારી,
વંદુ તમને બ્રૅહ્માનંદને, અપરાપરને સત્ જાણી,
[2]ગુણયુત દેવા નિર્ગુણ કે'વા, [3]કળે ન તેવા મનવાણી. ૧
ગણેશ શકિત, [4]સુરવર પકિત, રવિ, શશિ, વ્યક્તિ નહિ જાણે,
અતીત એવા સહુ કરી સેવા, [5]અસિપદ લેવા ઉર આણે,
મમ ઉચ્ચારો અલ્પ વિચારો, તે સ્વીકારો છુ દાસી,
[6]'જીબા' તારો ભ્રાંતિ વિદારો, વિનતિ ધારો અવિનાશી ૨

૧ કરસન-કૃષ્ણ. ૨ ગુણયુત-સગુણ. ૩ કળે-જાણે. ૪ સુરવરપકિત-દેવપકિત. ૫ અસિપદ-'तत्त्वमसि' પદ. ૬ 'જીબા'-જીબાઇ

## ૧ ગુર્જર ભાષા.

### શ્રી કચ્છ-કેરા મધ્યે થઈ ગએલા વેદાંત વિજ્ઞ *ઇસ્માઇલભાઇ અને રાજબાઇના ગુણોનું માહાત્મ્ય.

રાગ બિલાવલ અથવા રામગ્રી.

કચ્છ કેરામાંહી હરિજન, હતાં સંત રે શાણાં;
ભક્ત ઇસ્માઈલ સ્વાતિ મેહુલા, પારસમણિ રાજબાઇ;
એ બે હરિજન પાછાં ન મળે, પરમાનંદ સુખદાઇ—
એરે હરિજન.

તરસ્યા જિજ્ઞાસુઓ જગાડયા, સદ્‌ગુણીં બાઇ ભાઇ;
ઉન્નતિ કીધી સહુની સહજમાં, ઉપદેશામૃત પાઇ--
એરે હરિજન.

બ્રહ્મદર્શિ સાધુ પ્રેમાળાં, નિર્મળ જેનાં નેણાં;
શ્રવણ વિલાસી વાચા મીઠી, હૃદય ભેદતાં વેણાં—
એરે હરિજન.

---

*યોજકનાં ગુરૂ અને ગુરૂબ્હેન

સત્ય, શીલ મન શાંતિ ભરેલા, આત્માનુભવ કે'તા;
સહજ સમાધિ માંહી ઝીલતા, પૂર્ણપદે વળિ રે'તા--
એરે હરિજન.

દીનદયાળુ ને પરમાર્થી, ગુણે કરી ગંભીર;
લાગણી જેની કલ્યાણકરા, સમદૃષ્ટીજ સુધીર--
એરે હરિજન.

રત્ન સમાગમ એવાનો છે, શ્રવણ મનન સુવિચાર;
શાંતિ તૃપ્તિ મુખથી ઉચ્ચારે, નહિરે અન્ય લગાર--
એરે હરિજન.

ધન્ય સુધીરાં શ્રી સંતોનાં માતપિતાની કમાઈ;
થઈ અળગાં માયાને મોહથી, સુખમાં રહ્યાં સમાઈ--
એરે હરિજન.

હું બલિહારી તે સંતોની, ઉપકારે [૧]વપુ ધાર્યું;
બહુ અજ્ઞોને જ્ઞાની કીધા, સંગી બ્રહ્મસુખ પાયું--
એરે હરિજન.

---

૧ વપુ–શરીર, દેહ.

નિર્મળ કરતી ન્હાતાં ગંગા, ત્યમ જ્ઞાનીનો ન્યાય,
સંત મળે એવાં જીઆઇ, કૃતાર્થ જીવન થાય--
એરે હરિજન.

સદ્‌ગુરૂની ભક્તિ

## ગરબી

" મહા કોપ થયો તે કળી કાળમાં રે લોલ "--એ રાહ

મારે [1]સદને છે સદ્‌ગુરૂ શ્રી પ્રાણલા રે લોલ,
જેના જેવા જડે છે બહુ દોયલા રે લોલ,
ગુરૂ ગોવિંદ એકજ રૂપ છે રે લોલ,
અખંડાનંદ રૂપ અનૂપ છે રે લોલ. ૧

એને ઉતારા આંખે આપીએ રે લોલ,
જેનું આસન શીશપર સ્થાપીએ રે લોલ,
ભાવરૂપી ભોજન લઈ થાળમાં રે લોલ,
ગુરૂ દેવને જમાડું બહુ વ્હાલમાં રે લોલ. ૨

---

૧ સદને-મંદિર-ગૃહમાં.

ભાવરૂપી હીંડોળે હેમને રે લોલ,
હીંચોળું હું દોરડે પ્રેમને રે લોલ;
ગુરૂ સેવા છે શીલ સંતોષમાં રે લોલ,
ગુરૂભકિત તે દ્રષ્ટિ નહીં દોષમાં રે લોલ. ૩

ગુરૂ સ્મરણ છે શમદમાદિ સાધના રે લોલ,
એકાગ્રતા તથા ગુરૂ આરાધના રે લોલ;
મમ અંતર વિષે ગુરૂનો વાસ છે રે લોલ,
હવે કામ ક્રોધ મોહનો વિનાશ છે રે લોલ. ૪

મારા શિરપરે શ્રી સદ્‌ગુરૂનો હાથ છે રે લોલ,
અવિનાશી તે ગુરૂ કેરો સાથ છે રે લોલ;
પ્રેમ સાથે આ ગરબી વ્યકિત જે રમે રે લોલ,
દુ:ખ તેનાં 'જીબાઇ' કહે સહુ શમે રે લોલ. ૫



૬

## લૌકિક બંધાતી બળ રાખડીનો આધ્યાત્મિક બોધ.

### રાગ ધોળ.

" ઘડપણ કેણે મોકલ્યું "--એ રાહ.

બળ રાજાની બાંધો રાખડી, કરો છો ઉછરંગ ઉપાય;
એ બળ તો હરિ ચરણે પડયો, હરિએ ચાંપ્યો દઇને પાય,
હરિજન તો હરિ ગુણ ગાય-
એવી બાંધો રાખડી.

ટીલાં કાઢી બાંધો રાખડી, મુદ્રા લટકતી રાખો કાન
એ પ્રપંચથી હરિ પાર છે, એવું વેદાંતે જ્ઞાન;
કરો અદ્વૈત રસનું પાન-
એવી બાંધો રાખડી.

રાખડી [1]બાને કરો ખેલડાં, રમત ગમતના કરો છંદ,
ભાવ ભક્તિ રહે એક બાજુએ, એ છે માયાના ફંદ,
જાણો અંતરાત્માનંદ-
એવી બાંધો રાખડી.

---

૧ બાને-બહાને, નિમિત્ત, કારણથી.

રાખડી બાંધો રામ નામની, લ્યો સદ્ગુરૂ સૂત્ર સાથ;
છોગા છોગે છે રણછોડજી, કાં ભરો જડમાં બાથ;
રાખડી ભાવો રઘુનાથ–
એવી બાંધો રાખડી.

રાખડી રાખે ભક્ત હૃદયમાં, 'અહં બ્રહ્માસ્મિ' પાઠ;
બાંધે બળ કરી ગુરૂ ધ્યેયમાં, બ્રહ્મ લક્ષ્યાર્થ ગાંઠ;
'જીબાઇ' ત્યજિ વિષય ઠાઠ–
એવી બાંધો રાખડી.

## અંતરોદ્ગારરૂપ સદ્ગુરૂ શ્રી પ્રેમની પ્રેમભક્તિ.

### પદ, રાગ.

"વ્હાલે તો વિસારી મેલ્યાં, ચિત્તથી ઉતારી મેલ્યાં"–એ રાહ.

તારા નામની [1]તારી લાગી, મારા મનની ભ્રાંતિ ભાગી,
હું તો મોહ નિદ્રાથી ઊઠી જાગીરે––
[2]મોહન, તારા નામની તારી લાગી.

---

૧ તારી–લગની, લીનતા, સંલગ્નતા. ૨ પ્રભુ.

સદ્‌ગુરૂ સાથે પ્રીતડી કીધી, નેણે નેણાં દીધાં વીંધી;
કુંડલિની બ્રહ્મર ધ્રે મળી સીધીરે--
મોહન, તારા નામની તારી લાગી.

વ્હાલે તો વાહવાહ લય કીધી, યોગ સુરસની પ્યાલી દીધી,
વિલક્ષણ મૌનની તે આખી પીધીરે--
મોહન, તારા નામની તારી લાગી.

નિત્ય નિત્ય પ્રભુ દર્શન દેજો, સંતત મારા હ્રદયે રે'જો;
ભવસાગરથી દાસી તારી લેજો રે--
મોહન, તારા નામની તારી લાગી.

તારા નામે પે'ર્યો ચૂડો, અભગ તું તો પ્રેમજ રૂડો;
હવે સસાર મેં તો જાણ્યો કૂડો રે--
મોહન, તારા નામની તારી લાગી.

સંસાર મને લાગ્યો ખારો, સત્સંગજ નિજ લાગ્યો સારો;
જન્મ મરણ ટળવાનો આવ્યો આરો રે—
મોહન, તારા નામની તારી લાગી.

વ્હાલે દાસીને શરણે લીધી, પ્રેમતણી પીછોડી દીધી;
તે મેં શીશ નમાવી માથે કીધી રે—
મોહન, તારા નામની તાળી લાગી.

હાથ જોડી મેં વિનતી કીધી, માયાને વીસારી દીધી;
અવિનાશી પ્રેમ, તારી ભકિત કીધી રે—
મોહન, તારા નામની તાળી લાગી.

ધ્યાન અંતરે ધ્યેયનું કીધું, મનવાંચ્છિત મુકતીફળ લીધું;
'જીબાઇ' આત્માનું કારજ સીધું રે—
મોહન, તારા નામની તાળી લાગી,

## સંસારરૂપી ગરબો રમવા વિશે બોધ.

"અંતકાળે સગું નહીં કોઇનું રે"—એ રાહ.

આ છે સંસારરૂપ ગરબો રે લોલ,
તને સહજમાં આવ્યો છે હાથ;
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. 1

વિશ્વ જૂઠી બાજીનો ઠાઠ છે રે લોલ,
કાળ ખાએ ભરી ભરી બાથ;
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૨

તમે નવરાં થઇ નાચો નોરતાં રે લોલ,
તેમાં માની રહ્યાં છો આનંદ,
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૩

તમે અજ્ઞાનતાથી ખેલો નોરતાં રે લોલ,
પછી માતા ટાળે કેમ દુઃખ,
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૪

તારો મનુષ્ય દેહ અવતાર છે રે લોલ,
તે તો ભવોભવ [૧]નાવે હાથ,
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૫

ભક્તિ ધ્યાન ગરબો લાવીએ રે લોલ,
લીજે જ્ઞાની ગુરૂનો સાથ;
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૬

---

૧ નાવે—ન આવે.

સૃષ્ટિ દેખતાં છે ભૂલામણી રે લોલ,
એમાં ભૂલભૂલામણીનાં બજાર;
 એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૭

જગત્ મારૂં માનો તે જાળ છે રે લોલ,
કરજો વૈરાગ્યનો કંઇ વિચાર;
 એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૮

ચેતી ચાલ્યા જે તેઓ પાર પામ્યા રે લોલ,
ફરતાં નાવે જગતનો અંત;
 એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૯

જગ જુગાર રમત જેવો ખેલ છે રે લોલ;
તેને મિથ્યા જાણે કોઇ સંત;
 એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૧૦

જે માયામાં મોહ્યા તે હારી ગયા રે લોલ,
હરિ ભજનારની થઇ જીત;
 એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૧૧

તું છો પરદેશી વણજારડો રે લોલ,
જગમાં સોદો શોધજે [1]સલાભ;
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૧૨

સંસાર જોઈ સત્ય વસ્તુ [2]વોરજેરે લોલ,
સાધુસંત થકી જાણી વિવેક;
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૧૩

જગમાં સંત સમાગમ સાર છે રે લોલ,
તેઓ બ્રહ્મ બતાવશે એક;
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૧૪

શાંતિ ધારીને રમવું ગરબે રે લોલ,
મોહમાયાની મારીને ભૂખ;
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૧૫

માતા પ્રસન્ન કરો વૈરાગ્યથી રે લોલ,
તો 'જીબાઈ' મળે બ્રહ્મસુખ;
એમાં સમજીને રમીએ ગરબો રે લોલ. ૧૬

---

૧ સલાભ-લાભવાળો. ૨ વોરજે-ખરીદ કરજે, લાવજે.

## સખી સાથે સત્સંગ કરવા વિષે.

"રઘુપતિ રામ હૃદયમાં રે'જોરે "–એને મળતી રાહ.

આવો સખી રમીએ ભજનમાંહીં ભાવી,
મળી રહીએ સત્સંગમાં આવી;
બીજા પ્રપંચ દઇએ ઓલાવી––આવો સખી૦ ૧

સદ્‌ગુરૂનાં વચન લીજે હૃદય ધારી,
મનન કરીએ નિત ચિત્તમાં સંભારી;
ઇશ્વરને નવ મેલીએ વિસારી—આવો સખી૦ ૨

ઇશ્વરે સૃજ્યો દ્રશ્ય સઘળો સંસાર,
રચના રચી એમાં કરવાને વિચાર;
સફળ કરવા દીધો મનુષ્ય અવતાર—આવો સખી૦ ૩

આ દેહમાં રચના કીધી ભારી,
ઘટ ઘટ વ્યાપી રહ્યો છે 'ૐ' કારી;
જ્ઞાન લેવું છે આપણને તે ધારી—આવો સખી૦ ૪

આ જ્ઞાનને અંતઃકરણ ધરીએ,
હરિ નામ અહોનિશ ઉચ્ચરીએ;
જ્ઞાને સત્ ચિત્ આનંદે વીચરીએ––આવો સખી૦ ૫

સત્ કહું બાઈ સંતોષ છે સારો,
દયા ધર્મ રૂપાળા છે શૃંગારો;
ત્યજી દો હું ને મારૂં, એ ફરજ ધારો--આવો સખી૦ ૬

અસત્ દેહ ભવ જાણો નિ:સાર,
એમાં કરી લ્યો પોતાનો ઉદ્ધાર;
જતો અવસર ન આવે બીજી વાર--આવો સખી૦ ૭

શ્રદ્ધારૂપી વસન તનપર ધરીએ,
ઉત્સાહ આભૂષણ આદરીએ,
અવરોક્ષાનું ભવરસ પી ઠરીએ--આવો સખી૦ ૮

કુલ કુટુંબતણો મળ્યો છે સાથ,
જૂઠ જગમાંહી ભરવી છે બાથ;
સર્વ મેલીને જાવું ઠાલે હાથ--આવો સખી૦ ૯

આ ભવમાં ગુરૂભક્તિમાં ભાવો,
સારમાં સાર લેવો આતમ લાવો;
નહિ તો મરતી વખત થાશે પસ્તાવો—આવો સખી૦ ૧૦

જ્ઞાન સાધન લેવાનું છે આ ટાણું,
હરિરસના ભોગીજનને વખાણું;
મૂકી જવું પુત્ર પરિવાર ને નાણું—આવો સખી૦ ૧૧

આ જગત્‌ને 'જીબાઇ' છોડો તપાસી,
ગ્રહો અસ્તિ ભાતિ પ્રિય સુખરાશી;
નામ, રૂપ, ક્રિયા જાણી વિનાશી—આવો સખી૦ ૧૨

## મનનું અજ્ઞાન સ્વરૂપ તથા તેને ઉપદેશ
અને
## નિજ મનને શ્રી સદ્‌ગુરૂવડે જ્ઞાન થવા વિષે.

### રાગ ગરબાનો.

"આવો આવોને નંદલાલ અમધર આવોને"— એ ચાલ.

જગમાં જીવનફળ એ, મન મમતા મૂકે રે;
થઈ સાક્ષિરૂપમાં લીન, ન અનુભવ ચૂકે રે—ટેક.

મનડું અણસમજુ અજાણ, કહ્યું નહિ કરશે રે;
જો સદ્‌ગુરૂ મળે સુજાણ, વાળ્યું વળશે રે—જગમાં૦ ૧

સંકલ્પ વિકલ્પના મન, વાળે બહુ ગોટા રે;
શુદ્ધ રૂપમાં એ નહિ કાંઇ, જળ પરપોટા રે—જગમાં૦ ૨

સંસાર અસાર છે તોય, મન તે સ્વીકારે રે;
નથી ઠરવા તણું એ ઠામ, અંતે પધારે રે--જગમાં૦ ૩

જ્યાં જોઉં ત્યાં સત્ છે બ્રહ્મ, અવર નથી કાંઇ રે;
મારે અવિનાશીથી નેહ, જે છે સુખદાઇ રે--જગમાં૦ ૪

કોઇ મન સમજે અદ્વૈત, સર્વ ન જાણે રે;
જેને આવી મળ્યા હોય સ ત, તેજ પીછાણે રે--જગમાં૦ ૫

કોક મળતા સુધીરા સ ત, મન સમજાવે રે,
દાખવીને સમાધિનો પંથ, ઉપાધિ શમાવે રે--જગમાં૦ ૬

મનને જડ ચિત્ કીધું જેમ, મિશ્ર દૂધ પાણી રે,
સત્ દૂધ પીએ તેજ હંસ, વિવેકને આણી રે—જગમાં૦ ૭

માયા સંગે છે સત્ દેવ, સમજાવે ન્યારો રે,
તેની કરવી જોઇએ સેવ, પ્રણામ છે મારો રે—જગમાં૦ ૮

એવા સદ્ગુરૂ મળિયા પ્રેમ, યોગી વેદાંતી રે,
મને સમજાવી દીધું જ્ઞાન, દીધી સુખશાંતિ રે--જગમાં૦ ૯

ગુરૂ વિવિધ કરીને ઉપાય, મન સમજાવ્યું રે;
ટાળ્યા જીબાઇના ત્રણ તાપ, અચળપદ આપ્યું રે--
જગમાં૦ ૧૦

## હૃદયરૂપી ગરબાની જ્ઞાનરૂપ રમત.

'અંતકાળે સગું નહિ કોઇનું રે' એને લગતી ગરબીની દેશી.

સખી આવોને રમીએ ગરબે રે લોલ,
હૃદય ગરબો ગાઇએ જ્ઞાનમાં રે લોલ;
કોરી કરીએ કલ્યાણરૂપ--સખી આવોને૦ ૧

નોરતાં કરીએ હરિનામનાં રે લોલ,
ગરબે ધ્યાનનો દઇએ ધૂપ--સખી આવોને૦ ૨

ગરબે રગ રંગીશું પ્રેમનો રે લોલ,
ચિત્ર ચીતરીશું સાધન ચાર--સખી આવોને૦ ૩

સત્સગે ગરબાને ફેરવીએ રે લોલ,
કરી નિત્યાનિત્યનો વિચાર--સખી આવોને૦ ૪

ગરબે જોત જગાડી જગદીશની રે લોલ,
ધરશું દીવેલ ૐ ઉચ્ચાર--સખી આવોને૦ ૫

ગરબો અધિકારી મન ભાવશે રે લોલ,
છે તજ્યા જેણે વિષયવિકાર--સખી આવોને૦ ૬

ગરબો દીપાવશું વૈરાગ્યથી રે લોલ,
રાખીને ગુરૂચરણ માંહિ--સખી આવોને૦ ૭
કરશું પૂજા નિષ્ઠા અભેદની રે લોલ,
લઈ ષટ્શાસ્ત્ર પુષ્પ આંહિ--સખી આવોને૦ ૮
ગરબો ઉપાડશે શાણી સખી રે લોલ,
હશે જેનો નિજાનંદ પ્યાર--સખી આવોને૦ ૯
હૃદય વૃત્તિઓ અંતરમુખ કરી રે લોલ,
ઘડનારો ગોતીશુ કુંભાર—સખી આવોને૦ ૧૦
સખી આવો એકાંતે આવજો રે લોલ,
ગરબે રમાડીશું ગુરૂ પ્રેમ--સખી આવોને૦ ૧૧
ગરબે રમત સચ્ચિત્ કેરી માંડશું રે લોલ,
પછી નિજાનંદ કુશળ ક્ષેમ--સખી આવોને૦ ૧૨
ગરબો વ્હોરશે કોઇક ગુણવતી રે લોલ,
અનધિકારીનું નથી કામ--સખી આવોને૦ ૧૩
આ ગરબો જીબાઇ જે રમશે રે લોલ,
તે જઈ લાગે પૂરણ ધામ--સખી આવોને૦ ૧૪

## ૧૯

## માનવ પ્રાણીને સત્ શિક્ષણ.

'માતા કહિયે જેની પારવતી, પિતા તો શંકર દેવજી'—
એ રાગના ભજનની દેશી.

મનુજ દેહ પામીને તું પ્રાણી, ફૂલી થયો મગરૂરજી;
ચેતી ચેતીને તું ચાલજે, ત્યજી જવુ થાશે જરૂરજી. ૧

પંચતત્વતણું મળ્યુ પૂતળુ, તે જાણ્યું છે મારૂંજી,
ઘાતક યમ મસ્તકપર ફરતો, લઇ જાશે પરબારૂંજી. ૨

તુ વણજારો વિદેશી રે ભાઇ, કરી કરાર અહિં આવ્યોજી;
માયા મોહે તને ભ્રમાવ્યો, વણજ અસલ વિસરાવ્યોજી. ૩

સંસારે તેં સોદો શો કીધો, શુ કીધુ સત્કૃત કામજી,
પરાર્થમાં તે નહિ કંઈ આપ્યું, રાજી ન કર્યા રામજી ૪

કરી મારૂ મારૂં મેળવિયુ, તે માયાનો બંધજી;
હુ મારૂ એ ભૂલી જવાથી, તૂટે અવિદ્યા ફંદજી. ૫

ખાનપાન સન્માન પામિયો, કરી તેં મનની મોજજી;
વય પૂંજી ખરચી અજ્ઞાને, કરી વિદ્યાની ન ખોજજી. ૬

માયા સંગે તું મોહી રહ્યો, ભોગ ભોગવી માતોજી,
યમ લઇ જાશે ને રહી જાશે, મનની મનમાં વાતોજી. ૭

વિષય સુખ તારાં સંગ ન ચાલે, જાશે એકલો જીવજી,
આકડો વાવી માગે તું આંબો, તે આપે કેમ શીવજી? ૮

છે આગળ ભાઇ વસમી વાટો, તું થયો આંખે અંધજી;
ગફલત બેડી બાંધીને મારશે, કેમ ટૂટે ભવ ફંદજી. ૯

લાખ ચોરાસી ફેરા ફરિયો, હાલ આવ્યો છે દાવજી,
માનવ વપુ બાજી હરિશ તો, પછી થશે પસ્તાવજી. ૧૦

મનુષ્યત્વ છે રત્ન અમૂલું, તેમાં કીધો તેં વાસજી;
યથા સમય તું નથી ચેતતો, પછીની રાખી આશજી. ૧૧

પામ્યો મનુજ દેહ રે વીરા, નાવે વારંવારજી,
વેદો માનવ પ્રતિ ઉચ્ચારે, લઈ શકો મુક્તિદ્વારજી. ૧૨

સત્ય બોલવું સત્ય ચાલવું, સતે આત્મ સુખદાઇજી,
સતે તમે સતમાં મળો એવું, વદે બાઇ જીબાઈજી. ૧૩

## શ્રી સદ્બોધ વચન.

ભજન—રાગ ઉપર પ્રમાણે.

સુરત દઇને સાંભળોરે ભાઈ, ખોટો જગત્નો ઠાઠજી;
ચેતી જગત્માં ચાલજોરે ભાઈ, કાળની જોઇ લાઠજી. ૧

માનવનો અવતાર તું પામ્યો, તે પૂર્વની કમાઈજી;
સંસારના સ્વાર્થે ભૂલો પડી; લોભે રહ્યો લલચાઇજી. ૨

સંસાર સાગર તરવો દોહ્યલો, તુ માયામાં ફસાયોજી;
એમાં બીજાનો વાંક નથી તું, આપેઆપ બંધાયોજી. ૩

૫ , શત્રુ છે કરાળ ભાઇ, તે જીતી શકે કોઇજી,
કામાદિક નહિ જીત્યા તેણે, મૂળગી મૂડી ખોઇજી. ૪

સાધુસંત નહિ સેવ્યારે ભાઇ, નહિ કીધા સંતે વાસજી;
ધન સુતને આધીન રહી તું, થયો વિષય સુખ દાસજી. ૫

બ્રહ્મ કથામાં આવી ન શકયો, પડી જગત જંજાળજી;
બ્રહ્મભજનમાં આળસ થાતું, નિન્દામાં હુશિયારજી. ૬

ધન સુત ભગિની બાંધવ તેમજ, કુટુંબ માત ને નાતજી;
અંત સમય મૂકી જવું એકલું, કો ચાલે ન સંગાતજી. ૭

મારૂં મારૂં કરી જે મેળવિયું તે આવે નહિ કામજી,
પ્રભુની માયા પ્રભુને સોંપી, લીજે પ્રભુનું નામજી. ૮
ચિત્ત સદા ચેતનમાં રાખી, સમરિયે [1]સાસ ઉસાસજી;
જેણે નામ નૌકા હંકારી, તે પહોંચ્યા સુખવાસજી. ૯
ભકિત માર્ગ છે શીલ [2]તોષનો, ભક્તિ ખાંડા ધારજી;
જેણે સંતોષે હરિ સ્મરિયા, તેના ગયા વિકારજી. ૧૦
ભક્ત હરિના દાસ છે જેણે, પિયુ રાખ્યા હૃદય માંહેજી,
સત્ય ભકિત આરાધે તેને, ઇશ્વર કરશે સહાયજી ૧૧

## ઉપદેશક વચનો

રાગ ધોળ.

'ઘડપણ કેણે મોકલ્યું' એના જેવી દેશી.

આ સ્વપ્નું છે સંસાર, આ સ્વપ્નું છે સંસાર સમજ મન
મારારે—ટેક.

પુણ્યોના યોગે તું પામ્યો, ઉત્તમ માનવનો અવતાર,
સંસારના સ્વાર્થે લોભિયા, તેં ખોયો વિવેક વિચાર;
ઓળખ તું તત્ત્વ નિરાકાર—સમજ મન મારા રે. ૧

---

૧ શ્વાસેશ્વાસ ૨ તોષ-સંતોષ

મોહ નિદ્રાથી હવે જાગને, ચેત ચેત દુર્ભાગિ ગમાર,
આવ્યો અવસર વીતી જાય છે, પાછળ પસ્તાઈશ અપાર,
સ્મરિ લે બ્રહ્મ સારમાં સાર—સમજ મન મારા રે. ૨

સ્વપ્ને સૂતો જ્યારે માનવી, અનુભવે વિષય—સુભોગ અપાર,
પણ જો આંખ ઉઘાડી જુએ તો, કાંઇ દિસે ન લગાર;
એવો મિથ્યા આ સંસાર—સમજ મન મારા રે. ૩

આંખ ખુલે કે સ્વપ્ન જાયછે, આંખ બંધ થઇ જગ ન લખાય,
આવરદા દેખતાં જાયછે, અવશ્ય ઇંદ્રિય સુખ બદલાય;
આવો સૃષ્ટીનો મહિમાય—સમજ મન મારા રે. ૪

ઝળકી અદૃશ્ય થાય વીજળી, ઉડે જુવાની પતંગ રંગ,
નજરે પડતું જગત્ ફીટશે, નહીં કોઈ રહેશે અભંગ;
વિચારી જો તું રે અપંગ—સમજ મન મારા રે. ૫

રાવણ દુર્યોધનાદિ કૈરવ, યોધ વિભીષણ સમા અપાર,
વિક્રમ ને લુકમાન પરાર્થી, અતીવ રિદ્ધિ સિદ્ધિ ભંડાર;
કાળના થયા ગ્રાસ સંભાર—સમજ મન મારા રે. ૬

સુત ધન દારા સમાજ તારો, મિત્ર ગાત્ર ને ગોત્ર જ્ઞાત,
મોકલતાં અંતે એકલડો, જતું કોઇપણ નહિ સંગાત;
વિચારવા જેવી આ વાત-સમજ મન મારા રે. ૭

મારૂં મારૂં કરી મેળવતો, તેથી વધશે મનમાં કામ,
માટે વિરાગથી સેવી લે, પદ અવિનાશી આત્મારામ;
તે તારૂં છે સ્વરૂપ ધામ-સમજ મન મારા રે. ૮

વહન કરતા પાણીથી જો, આગળ બાંધી ન હોય પાળ,
તો થાયે અગ્ની સળગ્યા પછીં, કુવો ખોદવા જેવો તાલ;
માટે આવ્યા પહેલાં કાળ-સમજ મન મારા રે. ૯

આશા છોડી દિયો જગત્‌ની, જગદાશાકર છેક નિરાશ,
આશા રાખો હરિ મળ્યાની, સદ્‌ગુરુ પદના થઇને દાસ;
હૃદયે થાયે હરિ પ્રકાશ-સમજ મન મારા રે. ૧૦

ભલું કર્યાથી ભલુંજ થાયે, બુરૂં કરેથી નરક જવાય,
અધર્મથી અતિ રહો વેગળા, દયા દાનનો પાળી ન્યાય;
દુ:ખ શુદ્ધ ભાવથી જાય-સમજ મન મારા રે. ૧૧

મનુજ જન્મની કર સાર્થકતા, મોક્ષ શાસ્ત્રમાં રાખી પ્યાર,
સમજૂ થઇને તરત સમજજે, 'પ્રજ્ઞાન બ્રહ્મ' સત્ આધાર;
કરી નિદિધ્યાસને વિચાર–સમજ મન મારા રે. ૧૨

લક્ષ ચોરાસી કાષ્ઠતણો છે, તારા શિરપર મોટો ભાર;
તે ઉતારી દે અભાગિયા, નહિ તો મરીશ વાર વાર;
સદ્ગુરુ ઉતારતા ભવપાર–સમજ મન મારા રે. ૧૩

નામ રૂપનો જાણ નાશ છે, અસ્તિ ભાતિ પ્રિય સત્ કહે સંત,
પાંચ મહીંથી બે ઉડાવજો, લેજો ધારી ત્રણજ મહંત;
જીબાઈ મન રાખી ખંત–સમજ મન મારા રે. ૧૪

## જીવને શ્રેષ્ઠ શિખામણ.

રાગ ચાબખાનો.

"જીવને શ્વાસ તણી સગાઇ" એમાંની દેશી.

જીવ તું માની બેઠો મારૂં, જગત્માં કાંઈ નથી તારૂં–ટેક.

વૃત્તિવૃક્ષ જાણ્યો છે મારો, વિષયફળ જાણ્યુ છે પ્યારૂં;
ચમડો ખેંચશે પ્રાણ આવી, ત્યારે લાગશે સઘળુ ખારૂં—
જીવ તું૦ ૧

પાંચ તત્ત્વોનું આ પૂતળું, તેં અવધિયે લીધું ઉધારૂ;
કારણ ધણી નિજ કાયે લેશે, તું નથી જાણતો ન્યારૂં--
જીવ તું૦ ૨

તૃષ્ણારૂપી તું તાંતણું કાઢે, ને પેટા નાખે હું મારૂં;
આયુષ્ય તાંતણું તૂટી જશે, ત્યારે કાળું થશે મોં તારૂં--
સત્ સુખ તારે ઉરે વસે છે, માયા સુખ કામણગારૂં,
બ્રહ્મપ્રકાશને ગ્રહી હઠીલા તું, મેલી દેને અંધારૂ —
જીવ તું૦ ૪

તું કોણ એનો વિચાર કરી લે, આ જ્ઞાન ધાર સહુથી સારૂ,
હવે તો સત્ ચિત્ આનંદ થા તું, જીબાઇ તનમન વારૂં-
જીવ તું૦ ૫

## પરમ પુરૂષાર્થરૂપ શ્રી સદ્‌ગુરુવડે જ્ઞાનગોળી અંતર ઉતારવા વિષે.

રાગ પ્રભાતના રાગ જેવો.

ગુરુએ જ્ઞાનગોળી પાઈ આકરી,
ભવરોગ મટવા મેં લઇને વાપરી;

જ્યાં દેખું ત્યાં મોહમાયાની ફાંસ,
સત્યને કારણે હું ઘણી આથડી;
હવે વેદાંત સદ્‌ગુરુ મળ્યા મને,
સજની, સાંભળને કહું હું વાતડી--ગુરુએ૦ ૧

સદ્‌ગુરૂ મળ્યા મને શ્રીમાન્ દયાળુ,
અવિદ્યારૂપ ઉતારી કર્મ ગાંસડી;
કારુણ્યમય ગુરૂ કરુણા કરી તો,
ભાગી ગઇ યમરાજ ભય લાકડી-- ગુરુએ૦ ૨

શબ્દબ્રહ્મ ગુરૂ શ્રવણે રસ રેડીયો,
મનને મૌન બ્રહ્મ મમ આંખ ઉઘડી;
ધ્યાન માંહી ગુરુએ તલ્લીનતા કરાવી,
ત્યાં સ્વયંપ્રકાશ નહિ દિવસ નહિ રાતડી-ગુરુએ૦ ૩

મોહ લોભ મત્સરને મનથી કઢાવ્યો,
કામ ક્રોધ ઉપર મારી લાતડી;
હું હું એ નિજ અભિમાન વિદાર્યો,
આશા તૃષ્ણા નાસી ગઇ ડાકણી-- ગુરુએ૦ ૪

હોમ હવન યજ્ઞ હવે કોણ કરે રે,
તપ, તીર્થ, વ્રત, યાત્રા ને આખડી;
રમતો રામ હું તો ઘટ ઘટ નિહાળું,
શું કરૂં કર્મકાંડ બેની, આદરી-- ગુરુએ૦ ૫

મોક્ષેચ્છા હોયે ભાઇ બ્હેન મારાં,
તો સેવજો ગુરુની ચરણ ચાખડી;
જીબાઈ ઘણેરૂં શું કહું તમને,
જ્ઞાનગોળી ઉતારી કરો ખાતરી-- ગુરુએ૦ ૬

## સ્વકર્ત્તવ્ય અને તદ્દ્વારા શાંત થએલી વૃત્તિના સખીપ્રતિ ઉદ્ગાર.

'ભેખરે ઉતારો રાજા ભરથરી'--એ રાગ.

મારી ગોઠડી સદ્ગુરુ સંગે, સિદ્ધ ગુરુથી સત્સંગજી,
સત્સંગે નિજાનંદ ઊપજ્યો, લાગ્યો ચૈતન્ય રંગજી;
માઝું રે કર્ત્તવ્ય બેની, વરણવું. ૧

સદ્‌ગુરુ મંત્રે સુધારિયો, ઉપજ્યો વિવેક વિચારજી,
બ્રહ્મભજને વૃત્તિ રમી રહી, ધ્યાને લયે તે ઉચ્ચારજી;
માહરૂં રે કર્ત્તવ્ય બેની વરણવું. ૨

શ્રવણ મનન ધ્યાન આચરૂં, રાખી નિત્ય ઉમંગજી,
તિમિર ટૂટયુ મારા હૃદયનું, ઉગ્યો પ્રકાશ અભંગજી,
મારૂં રે કર્ત્તવ્ય બેની, વરણવું. ૩

અજ્ઞાન ગયું જ્ઞાન આવિયું, ઉપજ્યો અખંડાનંદજી,
સઘળે દેખું રૂપ માહેરૂં, ખોઇ અજ્ઞાન ફંદજી;
મારૂં રે કર્ત્તવ્ય બેની, વરણવું. ૪

પારસમણિ કરે જેમ લોહને, સ્પર્શે તરત કાંચનજી,
સદ્‌ગુરુ સંગ તેમ જાણજો, પાપી થાયે પાવનજી;
મારૂ રે કર્ત્તવ્ય બેની, વરણવું. ૫

ગુરુએ જ્ઞાન ખડ્ગ બંધાવિયુ, ક્રોધાદિ અસુરો કાજજી,
જીબાઇ યુધ્ધે જીતી ગઇ, દૈવી વૃત્તિ પામી રાજજી;
મારૂં રે કર્ત્તવ્ય બેની, વરણવું. ૬

## વ્યતીત થયલા અજ્ઞાનના સમયનો વૃધ્ધાવસ્થામાં ચેતવાથી ઉપજતા પશ્ચાતાપની સખી પ્રતિ ઉક્તિ.

રાગ ઉપર પ્રમાણે.

ઘડપણ દેખીને ભય ઉપજ્યો, ગયો એળે અવતારજી,
ચિંતા થઈ નહીં ચેતિયા, મારશે યમ મારજી;
સખી આવી ખબર મને હવે થઈ. ૧

બાળપણ હતું મારૂં ઘેલડું, ખાનપાન ખુશ ખેલજી,
નાચી કૂદી ઉન્માદથી, મદ છાકે છકેલજી,
સખી આવી ખબર મને હવે થઇ. ૨

જોબનમાં હુ મોહ મદે ભરી, ન સૂજ્યુ સુકૃત કામજી,
માયાવી સુખે વળગી રહી, જાણ્યું કે રહેશે આમજી;
સખી આવી ખબર મને હવે થઈ. ૩

સગાં સબંધીમાં રચી રહી, ન કર્યો કંઇ વિચારજી,
હું ને મારાં સર્વે જાણતી, સેવી જગત્ જંજાળજી;
સખી આવી ખબર મને હવે થઈ. ૪

ગફલતમાં વખત ગુમાવિયો, હવે નહિ આવે હાથજી,
હવે રે આંખો મારી ઉઘડી, દુનિયા નહિ ચાલે સાથજી;
સખી આવી ખબર મને હવે થઈ. ૫

રત્ન મળશે અજ્ઞ કુંભારને, તે ડોકે બાંધે ખરજી.
ત્યમ આ માનવ જન્મ રત્નને, મેં બાંધ્યું મમતા કરજી;
સખી આવી ખબર મને હવે થઈ. ૬

ગફલતમાં વખત મેં ખોયો રે, કોઈ ના કરશો તેમજી,
શ્રદ્ધા રહી જીવાઈ મન હવે, મોક્ષ કરશે ગુરુ ક્ષેમજી;
સખી આવી ખબર મને હવે થઈ. ૭

## શ્રી સદ્‌ગુરુ પ્રેમપ્રતિ પ્રાર્થના.

રાગ હોરી.

'રઘુવરને વિનતિ અમારી' એ ચાલ અથવા તો

'સંતો રામ રમે જગ સારા, સોમેં કિયાહુય તત્ત્વ વિચારા'

એ રાગ.

ગુરુજી કૃપા માગું તમારી, પૂરો મમ આશ મુરારી—
ગુરુજી કૃપા૦ (ટેક)

હું અપરાધી દાસી અજાણી, દ્યો હરિ મોક્ષ સમજાવી;
ભૂલી ભટકી ભવમાંહિ ભારી, આજ તમ શરણે હું આવી-
ગુરુજી કૃપા૦ ૧

બાનીતું બિરદ ઉરમાં આણી, સ્વીકારો સારંગપાણી,
બીજું નહીં હું કૈંપણ યાચું, ભવપાર કરો દીન જાણી--
ગુરુજી કૃપા૦ ૨

ગુરુ પરંપરાએ ગુરુથી, ચાલી આવતી ગુરુ ચાવી;
તે બક્ષીસ કરો તો દાસી, મોક્ષદ્વાર ઉઘાડે ફાવી--
ગુરુજી કૃપા૦ ૩

ગુરુ ઘણા કહેવાયે જ્ઞાની, મોક્ષ એક ગુરુજી મનાયે;
આપ વિના તો હવે મારાથી, અન્ય ગુરુ નહીં થાયે--
ગુરુજી કૃપા૦ ૪

તમને ગુરુજી અનેક રૂપે, દિવ્ય દૃષ્ટિમાં હું દેખું,
લીલા તમારી પાર વિનાની, વાસ્તવિક તમને પેખું—
ગુરુજી કૃપા૦ ૫

હાથ જોડીને અરજ કરૂં છું, શ્રવણ નિત્ય કાને ધરૂં છુ;
કૃપા તમારી અવાચ્ય સીમા, ધ્યાનયોગે બ્રહ્મ વરૂં છું--
ગુરુજી કૃપ૦ ૬

પ્રેમથી પૂર્ણ તમે ગુરુ મારા, આશિષ જીભાઇને આપો,
મારા હૃદયમાંહી સતત વિરાજી, પરબ્રહ્મપદ નિત્ય સ્થાપો-
ગુરુજી કૃપ૦ ૭

## નિજરૂપાનુભવ ઉદ્ગાર.

રાગ ઉપર પ્રમાણેજ.

કોઈ વિરલો સંત ન્યારો,
જેણે પિછાણ્યો સ્વદેશ અમારો--કોઈ વિરલો. (ટેક.)

પંથ જગતમાં સર્વે સાચા, એ પંથ સહુથી ન્યારે
અકળ કળા તો અગોચર છે તે કોઇ જાણે જાણણહારો—
કોઇ૦ ૧

પગો વિના જે એ પથે ચાલ્યા, પહોંચ્યા સ્વધામ અકાયા,
મોઢા વિના ભોજન જમિયા તે, વિણપેટ ખૂબ ધરાયા--
કોઇ૦ ૨

રાત દિવસની બાધા નહીં નેં, નહિ ત્યાં દિસે ધૂપ છાયા;
સૈન્યને જીતી ગયા યોગી યોધા, શૂરા અમર થઇ કંપાયા—
કોઇ૦ ૩

હૃદય કમળની ગતિયો વિકાસે, મન ઇંદ્રિયો બંધ શ્વાસા;
ગગનમંડળમાં યોગી વિરાજે, તૂરીયાપદ સુખવાસા—
કોઇ૦ ૪

હું નહિ, તું નહિ, તે નહિ ત્યાં તો, નથી તે છે અજબ તમાશો;
સૂર્યશશી નવ લાખ તારાવળી, વિણદીપ જ્યોતિ ઉજાશો—
કોઇ૦ ૫

ત્રણ દેહને પંચકોષ નથી તે, કહું પણ કથને ન આવે;
જેમ મૂંગો શાકરડી મીઠીને, જીભાઇ શુ કહી સુણાવે—
કોઇ૦ ૬

સંસાર સ્વપ્ન.

રાગ આશાવરી.

મન તું સમજી રાખ સંકો, માથે વાગે કાળનો ડંકો.
પ્રકૃતિ પુરુષનો ખેલ રચ્યો, માયારૂપ બન્યા છે અપાર;

પુરુષ નિર્ગુણ ગુણમાં નાવે, પ્રકૃતિએ માંડયો છે વ્યવહાર--
મન તું૦ ૧

એ માયા છે મનહર જેણે, ભરમાવ્યા બહુ ભૂપ;
ઈન્દ્ર જાળની બાજી દેખો, ત્યમ દેખતાં બદલે રૂપ--
મન તું૦ ૨

વ્હેતી નદીનું નીર ન ઠેરે, ન ટકે કાળ પ્રવાહ;
પ્રમાણુ નાના મોટાનું નહિ, વહી જાયે જન્મ આહ—
મન તું૦ ૩

કાચી માટીનું કાયા મંદિર, તે રાખ્યું નહિ રહેતું;
અવધ વાયુ જ્યારે મારે ઝપાટો, પાણી પેઠે જાય વ્હેતું--
મન તું૦ ૪

સૂને સુખનું સમણું આવે, ત્યમ જાગ્રત સંસાર;
સંસાર સુખમાં લોભાશો, તો અંત થશે નિ:સાર--
મન તું૦ ૫

કર્મ કરે ફળ આશા ધારે, સુખ દુઃખ ભોક્તા થાય,
મોક્ષ માર્ગથી ચૂકી ફેરા, ચોરાસીમાં જાય--મન તું૦ ૬

જગત્ જાળને જૂઠી જાણી, ભાવે ભજો ભગવંત,
ચોર્યાસીનો ફેરો ટળશે, થશે કર્મનો અંત--મન તુ૦ ૭

સાધુ સંતની કરો સેવના, ગુરુચરણે રૂહો લીન;
પ્રપંચથી સત્વર પરવારો, મુક્તિ થશે આધીન--
મન તુ૦ ૮

જીણાઇ કહે જાણી લેજો, સદ્ગુર નૌકાકાર,
આત્મ પરીચય કરાવિને, તે લઇ જાશે ભવપાર--
મન તું૦ ૯

## ગુરુસેવા.

રાગ રાસડાનો.

“ બ્રહ્મદર્શી સદ્ગુરુને સેવો, લાવ મનુષ્ જન્મતણો લેવો.”
એ ૨૯

સેવા જગમાં સદ્ગુરુની કરીએ,
લક્ષ પરમપદ અંતર લહીએ—સેવા જગમાં૦ ( ટેક )

સદ્ગુરૂ ચરણે હું બલહારી,
પૂર્વ પ્રીત મમ ગુરુએ પાળી,
હું તો ડૂબતી ઉંડા જળમાં,
મને ગુરુજીએ લીધી તારી— સેવા૦ ૧

પ્રથમ હું તો ગુરુ ચરણે નમી,
અવર સ્થાન કોઈ નહિ ભમી;
રમત બ્રહ્મ વિદ્યામાં રમી,
સેવા જગમાં સદ્‌ગુરુની કરીએ. ૨

મારા મનના સંદેહ ગુરુએ કાઢયા,
મટાડયા મારા જગત્ ફંદા;
સંબંધ મારા સુરીજન સાથે સાંધ્યો,
સેવા જગમાં સદ્‌ગુરુની કરીએ. ૩

મને જ્ઞાનમુદ્રા સદ્‌ગુરુએ મારી,
અવિદ્યા–અજ્ઞાન દીધાં ઉડાડી;
ચંચલ મારૂં મન દીધું ઠારી,
સેવા જગમાં સદ્‌ગુરુની કરીએ. ૪

હવે દ્વંદ્વ ધર્મ મારે મન ન આવે,
ચતુર્દિશે આત્માને ભાવે;
વૃત્તિ મારી બ્રહ્મસુખ દર્શાવે,
સેવા જગમાં સદ્‌ગુરુની કરીએ. ૫

જ્ઞાન કટોરો મારા ગુરુએ દીધો,
સમજીને સન્મુખ મેં લીધો;
શ્રવણે મે તો બ્રહ્મરસ પીધો,
સેવા જગમાં સદ્‌ગુરુની કરીએ. ૬

ગુરુ કૃપા વિણ કાંઇ ન આવે,
જગદ્‌ગુરુ સુખસિંધુ બતાવે,
કોને નિંદુ કે વંદુ ભાવે,
સેવા જગમાં સદ્‌ગુરુની કરીએ. ૭

જીબાઇ કહે મે જાગીને જોયુ,
દુઃખ હર્ષ ભાવન મન ખોયુ,
શાશ્વત સુખમાં ચિત્ત પરોયુ,
સેવા જગમાં સદ્‌ગુરુની કરીએ. ૮

## કાળની ક્રૂરતા.

રાગ ભજનનો.

કાળ ક્રૂર ત્યાં નહિ મારે રહેવુ નહિ રહેવુંરે પ્રાણી નહી રહેવું,
જયાં નહીં કાળ ત્યાં નિર્ભય મારે રહેવું-- ટેક.

દશ શીર્ષ રાવણ રાજા, જાગીર તેની ભારી;
કાળે આવીને કોપ કર્યો, એટલે શિરસ પતિ ગયો હારી—
કાળ ક્રૂર૦ ૧

સાઠ હજાર સુત રાજા સગરના સુખકારી;
કાળે આવીને કોપ કીધો, સુત સર્વે ગયો સંહારી--
કાળ ક્રૂર૦ ૨

ભાજિંદ રાજા બળીયો, જેની બહોળી અસવારી,
કોપ દીઠો રે જ્યારે કાળનો, ત્યારે મેલી ગયો તે સ્વારી--
કાળ ક્રૂર૦ ૩

ગોપીચંદ રાજા જેને માતાની શમશ્યા લાગી,
કોપ દીઠો તેણે કાળનો, પછી રાજ્ય મેલી થયો ત્યાગી--
કાળ ક્રૂર૦ ૪

ભરથરી રાજા કે જેને અમર ચાહ લાગી,
કુટિલતા દેખી કાળમાં જ્યારે, રાગી મટી થયો વિરાગી--
કાળ ક્રૂર૦ ૫

સંસાર સુખમાં જેની પૂરી પ્રીતિ લાગી;
તૃપ્ત ન તેને કાળે કીધો, પછી ગફલતે ગયા બાર વાગી—
કાળ ક્રૂર૦ ૬

જગત્‌ને જૂઠું જાણી, મોહનિદ્રાથી જાગી;
કાળ તેનો ક્રૂર ન થાશે, જેની ગુરુથી લગની લાગી--

કાળ ક્રૂર૦ ૭

સંતોને શરણે પડયો, થયો બળ ભાગી;
જુગતી કીધી જેણે જીવની, પછી કાળની ભીડ ભાગી--

કાળ ક્રૂર૦ ૮

જીબાઇ કહે જેને જ્ઞાનગોળી વાગી;
સાચથી જેણે સદ્‌ગુરુ સેવ્યા, તે તો કાળ ઓળંગી થયા આજી

કાળ ક્રૂર૦ ૯

## हिंदी भाषा.

### શ્રી સદ્‌ગુરુકી સ્તુતિ.

લાવણી.

નમું નમું સદ્‌ગુરુકે ચરને, સદ્‌ગુરુ તુમ હો દીનદયાલ,
મૈં અંજાની ગુરુકી બાંદી, તુમ હો સ્વામી સેવકપાલ;
તુમ્હે ચરનબંદન હૈ મેરો, પ્રભુ મૈં અપરાધી અંજાન,
દીન જાનિ ગુરુ, દયા લાઇયો, મૈં ભૂલી હું મેરો જ્ઞાન. ૧

બહુત ભ્રમી હું ભવમેં સ્વામી, અબ નહિ મેરો ભવમેં રાગ,
અબતો ચરન તુમ્હારે હોંતો, મૈં માનું નિજકો બડભાગ;
ચરન ધ્યાન પ્રભુ, કરૂ સુભાગી, ઉઠું અવિદ્યા મદસે જાગ,
નિર્ભયપદ ગુરુ સત્વર દીજે, અન્ય વસ્તુમેં નહિ અનુરાગ. ૨

કુટુંબકી મમતા સબ છોડી, છોડા મૈંને સમાજ રાગ,
ભવકા બંધન અબગુરુ તોડો, ફેર લગે નહીં માયા દાગ;
ભવસાગરમેં તારક હો તુમ, જયસે તારક જલમેં ઝાજ,
મૈં ડૂબત હું પાર ઉતારો, કરો દયા ગુરુ ગરીબ નવાજ. ૩

ભવમેં ભટકી તાતેં છટકી, પટક શીર્ષ પડી ચરનન આય,
કરો દૃષ્ટિ ગુરુ ગુનકે સાગર, જ્ઞાન દેઓ અજ્ઞાન નસાય;
તુમ હો સ્વામી સુખકે દાતા, મૈં દિલ દર્દી દુઃખકી ખાન;
દૂર કરો દિલકો દુઃખ મેરો, બહુત ભઈ ભવમેં હયરાન. ૪

ઘરમેં મુજકો ચૈન પડત નહિ, ઈધર ઉધર ગુરુ કરૂં પ્રધાન,
શાંતિ સુદાયક આપ એક હૈં, અબ યે મુજમેં આયો જ્ઞાન;
સ્વામિ આપ હૈં સમર્થ જ્ઞાની, મૈં અજ્ઞાની પામર દાસ,
જ્ઞાન શિખાકે યોગ બતાવો, મેરે મનકી પૂરો આસ. ૫

પ્રતિશ્વાસમેં જપતી 'સોહ', જિસ્સે જાનું એક અભેદ,
યથા યુક્તિ જીબાઈ યાચે, મોક્ષ કરો ગુરુ પૂરણવેદ. ૬

**મનકો પ્રબોધ.**

"આખિર ખાક હો જાના"--એ રાહ.

અબ તૂ સમજ મન મેરે--ટેક.

જગત્ જૂઠી હય બાજી, હુઆ તું દેખકે રાજી,
અવિવેકકી કર તારાજી-- અબ તૂ૦ ૧

દેખનમેં જો કુછ આતા, નહી હય સો સુખદાતા;
વો તુજકો ક્યોં ભાતા-- અબ તૂ૦ ૨

અમીરભી ચલ બસેવો બંકે, જિનકે ઘર બાજત ડંકે;
મરેગે શાહ ઔર રંકે-- અબ તૂ૦ ૩

લાખો શેઠ સાહુકારો, ઘોડે હાથીકે સ્વારો;
લગ ગયે અંગ અંગારો-- અબ તૂ૦ ૪

સુનતા અગમ નિગમ બાની, સુનાતા સિદ્ધિકી કહાની;
દેખ સબ હો ગયે ફાની-- અબ તૂ૦ ૫

તુજૂમી જયોતિષી સારે, હાજરાત ભરને વાલે;
ગયે ચલ હાથસે ઠાલે-- અબ તૂ૦ ૬

કામરૂ દેશસે આયે, કીમિયા બહુત બનાયે,
ઉન્હે ભી કાલને ખાયે-- અબ તૂ૦ ૭

ભૂવા ઔર ડાકલીએ, મિયાં બીબી પાતલીએ;
ઉડ ગયે સબ ફાંકલીએ-- અબ તૂ૦ ૮

જિનકો જંત્ર મંત્ર આતે, સર્પ બિચ્છુકો બુલાતે;
ચડે સમસાનકે ખાતે-- અબ તૂ૦ ૯

ઝોલી ભભૂત તિલક કરતે, ફકીરી રખ જગત્‌કો ઠગતે,
બુરે હાલ મર ગયે મરતે— અબ તૂ૦ ૧૦

દુઆ આશીર્વાદ કે'તે, તાવીજ પલિતા કર દેતે;
ઉન્કો મૌત ઉઠા લેતે-- અબ તૂ૦ ૧૧

બાંધા દેવલ ગિર પડે, ફૂલ્યા આખર આખડે;
જન્મ્યોભી એક દિન મરે— અબ તૂ૦ ૧૨

કહા મન માન લે મેરા, સત્ ચિત્ રૂપ હય તેરા;
વામેં જીબાઇ કર ડેરા-- અબ તૂ૦ ૧૩

# શ્રી સદ્‌ગુરુ ભક્તિયુક્ત જ્ઞાનોર્મિ.

## લાવણી.

નમું નમું સદ્‌ગુરુકે ચરનન, સદ્‌ગુરુ મેરા હય દાતાર,
મયઁ માંગન સદ્‌ગુરુકી દાસી, ગુરુ ઉતારૈં ભવજલપાર;
તનમેં મેરે શ્રી ગુરુજીકા, હૃદયકમળ બિચ હય બાસા,
સુરતિ લગા કે દર્શન કરતી, બંધ હોત હૈ મનશ્વાસા. ૧

ગુરુ વૈદ્યકી અભેદ ગોલી, હરતી હૈ ત્રયબિધિકે ત્રાસ,
મયઁ ગુરુબ્રહ્મ સર્વહી કરતી, એકરૂપ વ્યાપક અવિનાશ,
અજબ ગોલીઁ આકાશ ચઢાતી, બિન સીડી અરુ બિન પાંતી,
ત્રિપુટી તાલા ખોલ દેત હૈ, અલખ પુરુષ કો દિખલાતી. ૨

દશેન્દ્રિયોંકો બઁધ કર દેખો, અવાધ બાજે દશ બાજા,
દશમેં બાજે પાર બિરાજે, દ્વૈતકી છુટ જાતી માજા;
નહિ જંગલ અરુ મંગલભી હય, નહિ બિરખા નહિ
બિજલી હય;
નહિ નહિ હય તો કુછભી નહિ હય, હય હય હય તો
સોહી હય. ૩

ખેલ બનાકે રહા ખેલમેં, અલગ ખેલસે ખિલાડી હય,
અનેક વા તુમ એક કહો, જો કહો સોં વહી ખિલાડી હય;
અટપટ ખેલ અચબા હય, બિનદૃષ્ટિ નજરમેં આતા હય,
જીબાઇ વિરલા પાતા હય, જિસ્કે સર ગુરુ દાતા હય. ૪

## જ્ઞાની શ્રી સદ્ગુરુ ઔર મુમુક્ષુ શિષ્ય લક્ષણાદિ કથન.

### લાવણી.

બિન બાદલ બિરખા નહિ હોવે, ગુરુ બિના નહિ હોવે જ્ઞાન,
ઉદ્યમબિન નહિ ભાગ્ય ખુલત હૈ, કારણબિન નહિ કાર્ય પ્રમાન
ગુરુ કરના તો અયસા કરના, નહિ મમતા નહિ માગે માન,
આપ તરે ઔરનકોં તારે, સો ગુરુ હૈ ગોવિન્દ સમાન. ૧

શિષ્ય ઉદ્યમી અયસા હોવે, આજ્ઞાધારક ગુરુ વિશ્વાસ,
કાયા માયા જાને જૂઠી, સ્વર્ગ સુખનકી રખે ન આસ,
વિરાગધારી નિષ્ઠા ભારી, સાક્ષીમેં નિજ આત્મ-અભેદ,
ધૈર્યશીલ અરુ પરહિતકારી, યે લક્ષણ ગુરુકે કહ વેદ. ૨

ગુરુ ચિંતન ચિત રહે નિરંતર, શાસ્ત્ર શ્રવણ કરિ કરે બિચાર,
ગુરુ મંત્રકો પુનિ પુનિ ધારે, મુમુક્ષુ શિષ્યનકા આચાર;
[1]ઈડા [2]પિંગલા રોકિ [3]સુષુમ્ણા, [4]કુંડલિની [5]સહજાય [6]ગગન,
શૂર [7]પુરુષકી યહી લડાઈ, મોક્ષપદવીમેં રહે મગન. ૩

[8]આસન કરના, [9]બંધ સીખના, કુંડલિ ચલાય લેના [10]બંક,
[11]રાજમાર્ગસે [12]રાજાકો બસ, મિલના જાકે હોય નિસંક;
[13]હઠ રુ [14]રાજ હયઁ નામ નિરાલે, [15]સમાધિ તો હય
એક સમાન;
અક્રિયમેં અક્રિય હોજાના, જીબાઇ, ગુરુસે લે જ્ઞાન. ૪

---

૧ ચંદ્ર નાડી ૨ સૂર્ય નાડી. ૩ સુષુમ્ણા નાડી. ૪ પ્રકૃતિ, માયા. ૫ સહિત. ૬ બ્રહ્મરંધ્ર. ૭ યોગી પુરુષ. ૮ સિદ્ધ આદિ આસન. ૯ ક્રિયાનાદિ બંધ. ૧૦ અર્ચી મહામાર્ગ. ૧૧ આધાર ચક્રથી અજરામર પર્યંત જનારો માર્ગ. ૧૨ રાજા-બ્રહ્મ. ૧૩ હઠયોગ. ૧૪ રાજયોગ. ૧૫ તલ્લીનાવસ્થા.

## कच्छी भाषा.

## સુલક્ષણા બીબી જૈનબના ગુણાનુવાદ.

કાફી રાગ કારાઇટો.

ભુજ નગરમેં જેનબ બીબી, ધીન ઈસ્લામી હુવા;
રમજ પિંઢ જે રાવલસેં તે રેઆ.
રમજ રાવલસેં રેઆ—ધાખલ પાણજે રબમેં બીબી થેઆ—
રમજ પિંઢ જે૦ (ટેક)

નિર્મલ વેણ નેણ બીબીજા, વિનાસી વર ન વર્યા—
રમજ૦ ૧

ધુનિયાં ફાંની પિંઢજી ન ધાર્યો, શીલ સંતોષી રેઆ—
રમજ૦ ૨

કુરાન કિતાબું ઈલમ ભણેઆ, નેક નિમાજું પડેઆ—
રમજ૦ ૩

શરીઅત હકીકત તરીકત નેઆરે, મારફતમેં તે મચ્યા—
રમજ૦ ૪

અનહદ તકીયા જિનીજા થેઆ સે, લાઈલલ્લામેં પેઆ--

રમજ૦ ૫

મન શીતલ ચિત સમતા સતિ જો, સહજ સમાધિમેં રેઆ-

રમજ૦ ૬

સત્સંગ ઇનીજો મરજાદ ભરેઓ, જિજ્ઞાસુ ઝિઝાતે ઠરેઆ-

રમજ૦ ૭

મોહમાયામેં મન ન લગાયોં, અન ઇચ્છા વિચરેઆ—

રમજ૦ ૮

કુચ્છનીવારી ન્યાની વટાજી, જીબાઇ જાધ કેઆ--

રમજ૦ ૯

ભાવાર્થઃ--કચ્છમાં આવેલા પાટનગર ભુજમાં દીને ઇસ્લામને માનનારાં જેનબ બીબી નામનાં એક મહાનુભાવ માનિની થઈ ગયાં છે કે જેઓ પોતાના પ્રભુ સાથેજ રમમાણ હતાં અને અતે તેમાંજ મળી ગયાં તેમનાં વચન અને નયન નિર્મળ હતાં અને તેઓ વિનાશી વરને વર્યા નહોતાં. અર્થાત્ આ જન્મ કુમારિકા વ્રતનુંજ

પાલન કર્યું હતું. તેમણે આ અશાશ્વત જગત્‌ને પોતાનું ધાર્યું નહોતું અને મનમાં નિરંતર શીલ સંતોષ આદિ ધારણ કરી રાખ્યાં હતાં. શરીઅત, હકીકત અને તરીકતના અભ્યાસ પછી તેઓ મારફતના અભ્યાસમાં મચ્યાં હતાં. એકાત્મવાદજ તેમનો પરમ ધર્મ હતો. તેમના મનમાં શીતલતા અને ચિત્તમાં સમતા હોવાથી નિત્ય સહજ સમાધિમાં રહેતાં એમનો સત્સંગ મર્યાદા પૂર્ણ હોવાથી અનેક જિજ્ઞાસુઓ એમના સમાગમથી શાંતિ મેળવતા હતા. એમણે મોહ અને માયામાં મન લગાડયુ નહોતુ. અર્થાત્ અનિચ્છાથીજ વિચરતાં હતાં. એવાં એ કચ્છ નિવાસી મહાત્માબીબી જોકે ચાલ્યાં ગયાં છે, તોપણ આજે જીબાઇએ તેમની યાદગીરી કરી છે ( મહાત્માઓનું એવી રીતે સ્મરણ થાય એ સર્વથા સ્વાભાવિકજ છે. )

**સંત સમાગમની પુનઃ વાંચ્છના.**

કાફી, રાગ રામકલી.

સે મૂ સેણુ નેણુ ડિઠા' ઈ, રામસંગજીજી કાફીજી ચાલ.

હાણે કો જાણાં સંત વરી કીં મિલંધા,

વલા જડેં મિલંધા, ગુંધર ઘટજા ઠરંધા—હાણેં૦ (ટેક)

સે મૂ સંત ડિઠા, જિનીજા વચન મિઠાં;
મૂંજે ધિલમેં વિઠા, ખુશીમેં ખિલંધા— હાણેં૦ ૧

સંત હીંએંતા હુરેં, મૂંજે ધિલમે ફુરેં;
ધીધાર અખીઉં ધુરેં, ડિસાં કીં છિરંધા— હાણેં૦ ૨

પ્રીત કંઓાં તે પ્યારી, લગી ધિલમેં તારી;
જાધ કઇયાંતી જારી, મ થિએ છાલ ટરંધા— હાણેં૦ ૩

ચકોર ચંધર કે ધારે, મોર જીં મી સંભારે;
રૂહ વારું ઇં ન્યારે, પાછા કીં વરધા— હાણેં૦ ૪

સ્વાંતજા મીં હુંએં કેડા, છિપકે મોતી ડીં તેડા;
તીં મૂં મોક્ષ ડીં એડા, સંત વચન વસંધા—હાણેં૦ ૫

મિઠા બોલ્યા તે વેણ, નિર્મલ ઉનીંજા આઈં નેણ;
સભની સંધડા આઇ સેણ, ગોતિયાં કીં લભંધા—હાણેં૦ ૬

મોભત ઈનીજી સચ્ચી, ડિઠી ધોઈ તા કચ્ચી;
મૂકે મિલંધા અચ્ચી, કડેં લા મેં ગિનંધા—હાણેં૦ ૭

કોએ ચે રાત સોભે, ન થીએ ડીંજે મોભે;
પણ કો શાસ્ત્ર લોભે, કારજ સંતેથી સરંધા—હાણેં૦ ૮

સંત મિલ્યા હુવા હજૂર, વાણિ હૈં તે ચકચૂર;
ઊડીં અલાહ મન્જૂર, દેખાડે કડેં ફિરંધા— હાણેં૦ ૯

જીબાઈ જાધ કરે, ધિલમેં એકતા ધરે;
કું હથ જોડે ઓચરે, પાપ પુગ્ન ફિટંધા— હાણેં૦ ૧૦

ભાવાર્થઃ—કોણ જાણે મને સંત પાછા વળી ક્યારે મળશે ? જ્યારે તેઓ મળશે, ત્યારેજ અંતર ઠરશે. મેં એવા સંત જોયા છે કે જેમનાં વચન મીઠાં હતાં અને જેઓ મારા હૃદયમાં હસતા બેઠા હતા. હૃદય તેમના વિરાજવાની અને નેત્રો તેમના દર્શનની માર્ગપ્રતીક્ષા કર્યા કરે છે. તેઓ એવી પ્રીતિ કરતા હતા કે જેથી મનમાં તેમનોજ ધ્યાસ લાગી ગયો છે અને તેમનું હું નિરંતર સ્મરણ કર્યા કરૂં છું. તેઓ દૂર ન થાય એજ વાંચ્છના છે! જેમ ચકોર ચંદ્રદર્શન માટે આતુર હોય છે અને મયૂર વૃષ્ટિને ઇચ્છે છે તેજ પ્રમાણે મારો આત્મા તેમની વાટ જોયા કરે છે. તેઓ પાછા ક્યારે ફરશે ? સ્વાતિની વૃષ્ટિ કેવી હોય છે ? એવી કે જે છીપને મોતી આપે છે. એજ પ્રમાણે સંતોનાં વચન મોક્ષને આપનારાં છે. તેઓ

મીઠાં વચનો બોલતા હતા, તેમનાં નયનો નિર્મળ હતાં અને તેઓ સર્વ પ્રિય સર્વના અતિથિ હોવાથી હું તેમને ક્યાં શોધું અને મને તેઓ ક્યાં મળે? કેવળ એમનો પ્રેમજ સત્ય છે, દ્વૈત અસત્ય છે. એટલે તેઓ ક્યારે આવી મળશે અને ક્યારે એકતા કરશે? ઘણાકો કહે છે કે, રાત્રિ શોભાવાળી છે, છતાં તેનાથી દિવસની બરાબરી કરી શકાય તેમ તો નથીજ. અર્થાત્ શાસ્ત્રોમાં ભલે ગમે તો લોકો લોભાય, પણ અંતે કાર્ય તો સંતોથીજ સરવાનું છે. સંત સાથે છે અને વાણી ચકચૂર છે, એવો ઇશ્વરને પ્રિય દિવસ, તે દિવસ દેખાડીને તેઓ ક્યારે ફરશે? હૃદયમાં એકતા ધારીને જીબાઇ તેમને યાદ કરે છે, અને હાથ જોડીને એજ કહે છે કે, સંતોની કૃપાથી પાપ તથા પુણ્યનો લોપ થશે-અર્થાત્ કર્મ ફળનો લોપ થશે અને નિષ્કામ ભાવથી મોક્ષ મળશે.

## આત્મશોધ અને સદ્ગુરુ બોધ.

કાફી—રાગ કચ્છનો કારાઇડો.

મૂંજો મહબૂબ કી મિલ્યો, અધીઉં સુણો આંઇ ઉદ્ગાર-ટેક.

કૂડી માયા, કૂડી કાયા, હી ખોટો ભન્યો સંસાર;
સચ્ચો સાંઇં કીં મિલે, મૂં વેઇને કેઓ વિચાર—
મૂંજો૦ ૧

મૂંજે મનતાં મૂંકે ચેઓ, હાણે હલીતાં મિલાં પાંજે જાર;
કમર બધી મૂં કોડમિઝાં, પોઅે ગોતેઓ ઘર ને બાર—
મૂંજો૦ ૨

ડેસ ડેસાંતર આંઉં ફિરઈસ, મૂં ડોરેયમ્ ડિસૂં ચાર;
જોર થકા મૂંજે જિસમજો, મૂંજી અકલ ન કેઓ કાર—
મૂંજો૦ ૩

કાધર તોજી કુધરતમેં મૂંકે સમજ ન પેઈ લગાર;
ગુડથલા ખાધમ્ મૂંની ઘણાં, આઉં પોચી ન સગાં પાર—
મૂંજો૦ ૪

મુરસધ કામલજે સરણે વીઓ, મૂં ચેગો જે અયો આધાર;
બાવરી થઇને બાર ફિરઈસ, હાણે કરાં આંઇ ધીધાર—
મૂંજો૦ ૫

મુરસધ મૂંતે મેરૂં કરેને, વેઇને સમઝાયો ઇં સાર;
તો જો સાંઈઆં તોમેં વસે, તૂં અંધર ઉતરીને ન્યાર—
મૂંજો૦ ૬

મોહ મધ માન તોજો વિઆયેને, મગરૂરી કે ડે માર;
નરમીસેં તોજો હાલ ગુજારે, પોએ નેકી સાણુ નેઆર--
મૂંજો૦ ૭

તનમન ઇંદ્રિઉ તાબે રખીને, અજંપા જંપકે સંભાર;
અખીઉં અંધરજ્યું પોએ ઉઘાડીજ, જડે લા પદ થિયે
હિકતાર--મૂંજો૦ ૮

ચપ ન ચુરંધા, જિભ ન હલંધી, જિત નાંએ આંઉ જો પચાર,
ઉન કલામે તું રોજ સમાજી, સે તોજો સુરૂપ ધીધાર--
મૂંજો૦ ૯

ઈ સભક મુરસધ સિખાયોં, આંઉં પૂરો મઞિયાંની આભાર;
આઉં વિઞાયે આઉંમેં નિયાર્યમ્, મૂં ધિલમેં ડિઠો ધિલધાર-
મૂંજો૦ ૧૦

ઈ સભક તું સિખ મૂંજી સજની, તોકે ગુરુ પોંચાડીધો પાર;
જીબાધ ચે મુરસધ ધારા, હિકડી ન રોજે પલવાર--
મૂંજો૦ ૧૧

ભાવાર્થઃ—મારો મિત્ર (ઈશ્વર) મને કેમ મળ્યો, તે વિષેના મારા ઉદ્‌ગાર હે બ્હેનો, તમે સાંભળો. આ કાયા અને બધી માયા અસત્ય છે, આ સંસાર બધો ખોટો બનેલો છે એટલા માટે સાચો સ્વામી કેવી રીતે મળે--તે મળે તોજ ભવબાધા ટળે, એ પ્રમાણે મેં બેસીને વિચાર કરેલો છે. મારા મને મને કહ્યું કે, 'ચાલો તો મિત્રને જઈ મળીએ' એટલે હું કોડથી કમર કસીને તૈયાર થઇ અને ઘર તથા બહાર શોધી વળી. હું દેશ દેશાંતરમાં ભટકી અને ચારે દિશાઓને ડોળી નાખી; પણ અંતે મારા શરીરનું બળ થાકી ગયું અને બુદ્ધિએ કાંઇ પણ કાર્ય ન કર્યું. હે ઇશ્વર, તારી કુદરતની મને લેશમાત્ર પણ સમજણ ન પડી. મેં ઘણાં ગોથાં ખાધાં, પણ પાર ન પહોંચી શકી. ત્યાર પછી સમર્થ સદ્‌ગુરુને શરણે જઇને મેં કહ્યું કે, 'મારા આધાર આપજ છો—હું બાવરી થઇને બહાર ફરી, પણ હવે આપજ ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવો.' એટલે ગુરુએ કૃપા કરી બેસીને એ સાર સમજાવ્યો કે, તારો ઈશ્વર તારામાંજ વસે છે, માટે તું અંદર ઉતરીને જો. તારા મોહ, મદ અને માન આદિ વિકારોને ખોઇને,

મગફરીને મારીને અને નમ્રતાથી વર્ત્તીને નેકીથી નિહાળ. તન, મન અને ઇંદ્રિઓને આધીન રાખી, અજપાજાપનો જપ કર અને જ્યારે એકતા થઇ જાય ત્યારે આંત્રિક નેત્રોને ઉઘાડજે. હોઠ હાલે નહિ, જીભ ચાલે નહિ, અહં-તાનો પ્રસાર ન દેખાય એવી જે કળા, તે કળામાં એક-તાનતા થાય એટલે એજ તારા નિજરૂપનો સાક્ષાત્કાર છે, એમ સમજજે.' ગુરુએ આ પ્રમાણેનો પાઠ પઢાવ્યો અને તે માટે તેમનો હું સંપૂર્ણ આભાર માનું છું. મેં અહં-તાને ભૂલી અંતરમાં જોયું તો ત્યાંજ દિલ્દારના દીદાર થયા. હે સજની, તું પણ એ પાઠ શીખ. તને સદ્‌ગુરુ પાર પહોંચાડશે. જીબાઈ કહે છે કે, સદ્‌ગુરુ વિના એક પળ માત્ર રહેવું પણ યોગ્ય નથી.

## માતા પ્રતિ ગુરુ માહાત્મ્ય—ભક્તિ.

કાફી—રાગ સુણી.

માડી મુજે મુરસદ માર્યો [1]બાણ,
મુરસદ માર્યો બાણ, માડી ચુંકે મુરસદ માર્યો બાણ—ટેક.

---

[1] અભેદકળા.

તાર 'તુંહી' જી વતાએં તિખીસે વાહેધજી ઓરખાણુ;
કેંકે ચવાં આંઉં કુરેતાં કુછાં, મુંકે ભુલાયે ડિનેં અયેં

ભાન--માડી૦ ૧

મોં મુરસધજો મોભત ભરેઓ, નેણવેણ અલાનીં સુભાન;
ચિત જો ચોપો, મુરસધ મુંજો, સચમેં સમાઓ મન પ્રાણ--

માડી૦ ૨

કુભ તાં હિ એંજી હેક રખીને, ધુનિયાં ડિસે નેકી સાણ;
સમતા ડિનેં મૂંકે શાંતિજી સે, મિલીને પાણમેં પાણ--

માડી૦ ૩

કુરક હેકડાઈજો ધિલમેં વિઆરેંસે, ડીં રાત કરેતો ખેંચાણ;
કુ લંભ ગિનેતો કોડમેંસે, ચમક લોજે એંધાણ--

માડી૦ ૪

વસંધીમેં મૂકે વણું તાં નતો, સુઝમેં કીં ન સુઆણ;
વિરેહનીં લગે મૂંકે [1]વતનજો, જુકો મિઠડો અયની [2]મેરાણ-

માડી૦ ૫

---

૧ નિજસ્વરૂપ. ૨ માન સરોવર-અર્થાત્ માન સરોવરના જળ સમાન મધુર છે.

પાક પિયાલો મુરસ્રધજો, સમજૂ કોક પિયેની સુજાણ;
અમર પિયાલો પીધો ઈ તેંજો, ગરીતાં વેંધો ગુમાન--
માડી૦ ૬

આઉં બલિહારી મૂંજે મુરસધજી, મૂંજો સિરનીં કઇયાં કુલભાન
ચેઓ કંઈયાં કેંજો આંઉં ન માડી, ડિઠડો મુરસધ મેહભ
પ્રમાણ--માડી૦ ૭

જિંધગીમેં મૂંજો જિયણ અય ઍડો, મકજા ગિલાને વખાણ:
જીબાઇચે સુણ માડી મૂંજી, મુરસધ અયની સુખાણ—
માડી૦ ૮

ભાવાર્થઃ—હે માતા, મને ગુરુએ-અભેદરૂપ-બાણ મારેલો છે. એક તું જ છે, એવો જે તીક્ષ્ણ બોધ દીધો, તે એકેશ્વર-કેવલાદ્વૈત-નો પરિચય છે, એટલે હું કોને કહું અને શું બોલું? મારૂં ભાન તેમણે ભૂલાવી દીધું છે. સારાંશ કે, બ્રહ્મપરિચય સ્વસંવેદ્ય અને અનિર્વચનીય હોવાથી સાક્ષાત્કાર થવા છતાં તે બીજાને કહી શકાતો નથી. ગુરુનું મુખમંડળ પ્રેમપૂર્ણ છે અને વચન તથા નયન અલૌકિક

છે. મારા ગુરુ ચિત્તના શુદ્ધ છે કે જેમનાં મન અને પ્રાણ સત્યમાંજ સમાયલાં છે. હૃદયની આકાંક્ષાને એકજ રાખીને જગત્‌ને શુભ ભાવનાથીજ નિહાળે છે અને તેમણેજ પોતપોતામાં મળીને મને શાંતિની સમતા આપી છે. તેમણે જે એકતાના અક્ષરને મારા હૃદયમાં બેસાડી દીધો છે, તે દિવસ અને રાત આકર્ષણ કર્યા કરે છે—એ એકતાનો મહિમા અને પ્રકાશ વળી કાંઇ ન્યારોજ છે. મને વસ્તિમાં ગમતું નથી તેમજ શૂન્યમાં પણ મન ઠરતું નથી, મને વતન—નિજસ્વરૂપનો વિરહ લાગે છે કે જે માન સરોવરના સલિલ સમાન મધુર છે. ગુરુનો પ્યાલો પવિત્ર છે કે જેને કોક જ્ઞાનીજ પી શકે છે. એ અમર પ્યાલો જે કોઇ પણ પીએ છે તેનો બધો ગર્વ ગળી જાય છે. હું મારા ગુરુપર બલહાર છું અને મારા મસ્તકને તેમનાપરથી ઓવારી નાખું છું; હે મા, હું કોઇનું કાંઇ માનવાની નથી; કારણ કે, મેં તો સર્વ કાંઈ ગુરુમાંજ જોયું છે. જીવનમાં મારૂં જીવવુ આવા પ્રકારનું છે; એટલે મારી નિંદા કે સ્તુતિ કાંઇપણ કરશો નહિ. જીજીબાઈ કહે છે કે, હે માતા,

સાંભળો—શિષ્ય નૌકા છે અને ગુર કર્ણધાર છે-અર્થાત્ કર્ણધાર હોય તોજ નૌકા પાર પહોંચી શકે છે-એટલે ગુરુ વિના કોઇનો ઉદ્ધાર છેજ નહિ.

**જ્ઞાનબોધ.**

કાફી-રાગ સુણી.

અસલ તોજે ઓળખી, હાણે વસૂલ કર વારે;
વસૂલ કર વારે, પૂરબ પોતકે સારે--અસલ૦ (ટેક.)

ખોટી બાઝીસે ખેલ રચાએ, તેં કે રૅ સાક્ષીથી ન્યારે;
આડેં કુલ તું કેસરીસે, ભુલેં માયા ધા ચારે--
અસલ૦ ૧

કામ ક્રોધ હાંણેં મતાં કઇંએ તું, લોભ મોહ ડેં મારે;
મધ મત્સર કે રખી કોરાંખો, ખણ ખમ્યા તું ચિત ઠારે—
અસલ૦ ૨

લુખ જો પાણી લૅરઁ લગેસે, મિરગ કે ધોડાએ મારે;
પહિન સંસાર કે તેડો જાણી, લગજ મ તેંજે લારે--
અસલ૦ ૩

મુંજો મુંજો મતાં કઇંએં તું, ઈન પરપંચ કે છડ ઢારે;
તું મુસાફર પરડેસી, માટે સોચ સમજ તું નિર્ધારે--

અસલ૦ ૪

હાકમ રાણાં રાજીઆ, તે કે મૌત ખંએં મારે;
મૌત સિકારી મથે ફિરે તો, ખણંધો હિકહિકડો સારે--

અસલ૦ ૫

મૌજ ખપે જે મિઠે [1]મેરાણજી, ત શાસ્ત્ર શ્રવણ કર પ્યારે;
અજાણથી તું ઊભી મ રોં, ન ત પાછડ પોનેં ધોંખારે--

અસલ૦ ૬

સંત પુરુષજી સંગત કરે, તેજી વચન વાણીકે પારે;
તોજો જાની તોમેં ડિસ તું, તેં જો સુખ ગિન ધારે--

અસલ૦ ૭

[2]જોરાણું ઇંધો જોરસેં, તોજી જાનકે વે ધો જાડે;
જીબાઇ એ ટાણે જતન કરેં, તું બ્રહ્મસુખ કે ગિનધારે--

અસલ૦ ૮

---

૧ મોક્ષપદની ૨ મત્યુ, અતકાળ.

**ભાવાર્થઃ**—હવે તું પોતાના અસલ રૂપને ઓળખીને પાછો પોતાના ખરા માર્ગમાં આવી જા અને પૂર્વ પ્રતિભાને જાણી લે. જે બધો ખોટી બાજીથી આ ખેલ રચાયલો છે, તેને સાક્ષી રૂપે નિહાળ્યા કર—અર્થાત્ અહંતા મમતા ન ધાર અને તું કેસરીનો કુમાર પોતાને અજ સમજી રહ્યો છે, એ માયા જાળને છેદી નાખ. કામ ક્રોધાદિકને રખેને હૃદયમાં સ્થાન આપતો! લોભ અને મોહને મારી નાખ અને મદ મત્સરને કારાણે કરીને ક્ષમાથી ચિત્તને સ્થિર કર. ઝાંઝવાનું પાણી જેમ મૃગને દોડાવી મારે છે, તેવોજ આ સંસાર સમજીને તેની આસક્તિ ન કરીશ. રખેને મારૂં મારૂં કરીને મરતો! એ બધા પ્રપંચોને સુ-વાડી દે અને તું પરદેશી પ્રવાસી હોવાથી આગળ ઉપરનો વિચાર કર. મોટા મોટા રાજા, મહારાજા અને ચક્રવર્ત્તી-ઓને પણ મોત લઈ ગયુ છે અને એ મોતરૂપ શિકારી માથાપર ભમતો હોવાથી એક એકને ચૂંટીને અવશ્ય લઈ જવાનો છે. અર્થાત્ જો તારે મોક્ષનો આનંદ જોઇતો હોય, તો શાસ્ત્રોનું શ્રવણ કર, અજ્ઞાન થઈને અટકી ઉભો

ન રહે, નહિ તો પાછળથી પશ્ચાત્તાપ કરવો પડશે. સંત પુરુષોનો સમાગમ કરી, તેમનાં વચનોને પાળી તારા આત્માને તું તારામાંજ નિહાળ અને તેના સુખને ધારણ કરી લે. જ્યારે મૃત્યુ આવશે, તો તે તારા જીવને લઇ જશે, માટે જીબાઇ કહે છે કે આવેલા પ્રસંગનો લાભ લઈ વખતસર ચેતીને તું બ્રહ્માનંદને મેળવી લે.*

સંશોધક.

---

* એક ઉર્દુ કવિના આવાજ ઉદ્‌ગારો અહીં ખાસ જાણવા-જોગ હોવાથી ઉતારી લેવામા આવ્યા છે.—

" તઅજ્જુબ ઠોકરોંસે ક્યોં સરે ફગફૂર હોતા હય,
ગુરૂરે જોરોજર બસ સરસે યુંહી દૂર હોતા હય.
જવાનીમે અદમકે વાસ્તે સામાન કર ગાફિલ,
મુસાફિર શબસે ઉઠતે હયઁ જો જાના દૂર હોતા હય."

અર્થઃ—હે ફગફૂરના મસ્તક, તું ઠોકરો લાગવાથી આશ્ચર્યચકિત શા માટે થાય છે ? આ મસ્તકમાંથી બળ અને ધનનો ગર્વ આવી રીતેજ દૂર થાય છે. હે ગાફિલ, યૌવનાવસ્થામાંજ અંતકાળ-સ્વર્ગ ગમનની બધી તૈયારીઓ કરી લે, કારણ કે જ્યારે દૂરના પંથે જવાનું હોય છે, ત્યારે પ્રવાસીઓ ઘણીક રાત બાકી હોય છે ત્યારથીજ ઊઠીને પ્રવાસની તૈયારીઓ કરવા મંડી જાય છે. સંશોધક.

## સખીઓ પ્રતિ મનસ્વરૂપ કથન.

'સચો નેડા કજે, મન હરિચરણે રખજે' ઇરામસંગજીજી.

કાફી જેડી ચાલ.

મૂંજો મન જૉરાવર જૅડીડં, સે વાર્યો ન વરે,
અણછતો ઉભો થેઓ અચે, વણ પાણણાંએ પરે,
સૂરોથીને સામું જુએ, જોરજુલમ તો કરે--મૂંજો મન૦
(ટેક.)

નિંધા ચિંધા ખણે પરાઇ, ફડા કુટ પેઓ કુટે.
અવસુખીઓ ઈ નતો સમજે, કુરો ચઇ આત્મા છુટે--
મૂંજો મન૦ ૧

સંસાર કેઇ સચો જાણે, હિડકુડીઆતો કરે,
ફના ભાઝી ભલી ન થીંધી, હુંઇં આથડી મરે—
મૂંજો મન૦ ૨.

પાપ પુન્ય હિન સંસારજા, સેમથે જૉરે ખણે;
સાનમેં શઠ સમઝે ન તો, વડે ઇનકે જીંવણે—
મૂંજો મન૦ ૩

ટાણું ટક નતો ઇ ન્યારે, જિડાં તિડાં આથડે;
એંકારમેં અ ધોાથીને, હેકલો પેઓ લડે—મૂંજો મન૦ ૪

માનસેં મગરૂર ભને તો, અણમાનસેં તો કડે;
સત્ અસતૂજી સુધજ નાંયે, કુલખણેં પાँધોાં ખડે—
મૂંજો મન૦ ૫

હી મિડે મૂંજો મૅઞ કરે, પરપંચ કે ન છડે,
જડેં મુરસધ મિલ ધો તડેં ખુધી વે ધીસ લડે—
મૂંજો મન૦ ૬

વિજ સાણ ઇ પલમેં પાँચે, પંધ લખું ગાઉ કરે,
આડ વિગર હભો થેઓસે, હથીઆરસેં ન મરે—
મૂંજો મન૦ ૭

ગુરૂ પૂરો હાંણે જે મિલે, ત જ્ઞાનસેં ઈ મરે;
જીબાઈ ચે મન જીતે સે, ભવસાગરથી તરે—
મૂંજો મન૦ ૮

ભાવાર્થઃ—હે સખીઓ, મારૂં મન એટલું બધું જોરાવર છે કે જે વાળ્યું વળતુ નથી, એ અદૃશ્ય ઊભુ

થયું છે, પાલણા વિના પળે છે, શૂરવીર થઇને રહામું જુએ છે અને બળાત્કાર કરે છે. પારકાઓની નિંદા અને ચિંત કર્યા કરે છે, હેતુ વિનાના ગપાટા હાંકયા કરે છે; એ અભાગિયું એ નથી સમજતું કે, આત્માનો છૂટકો કેવી રીતે થાય ? સંસારને એ સત્ય માને છે અને તેમાં અટવા કરે છે; પણ એ નશ્વર ખેલ લાભકારક થવાનો નથી અને તે વિનાકારણ આથડી મરે છે. એ રહસ્યને અફસોસ કે એ ચંચળ મન સમજતું નથી આ સંસારનાં પાપ અને પુણ્યોને બળાત્કારે એ પોતાનાપર વ્હોરી લે છે, સાનમાં સમજતું નથી અને જેમ ગમે તેમ સ્વચ્છંદતાથી વર્ત્યા કરે છે. સમયાસમયનો એને વિચાર નથી, ગમે ત્યાં આ-થડે છે અને અહંકારથી અંધ બની એકલુંજ લડયા કરે છે. માન મળવાથી મગરૂર બની જાય છે, અપમાન થવાથી શોકાતુર થાય છે, સત્યાસત્યની એને શુદ્ધિજ નથી અને કુલક્ષણે ચડતું જાય છે. સર્વ વસ્તુઓને પોતાની માનીને એટલે કે, મમતાને ધારણ કરીને પ્રપંચને છોડતું નથી. અર્થાત્ જ્યારે એને સદ્‌ગુરૂ મળશે, ત્યારેજ એની અહં-

તાનો લય થશે. એ મન વીજળીની ગતિ સહિત એક પળમાં લાખો ગાઉનો પંથ કાપી જાય છે અને આડ વિના ઉભું થએલું હોવાથી હથિયારવડે મરતું નથી. હવે તો જો પૂરા ગુરુ મળે, તો કેવળ જ્ઞાનશસ્ત્રથીજ એના મરણનો સંભવ છે. જીબાઇ કહે છે કે કેવળ મનને જીતવાથી ભવસાગરમાંથી તરીને પાર થઇ શકાય છે. 'मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः' એ તત્વ સર્વથા સત્યજ છે.

સંશોધક.

## મનને બોધ.

### કાફી.

મન તું વિચારે ન્યાર, બરાબર, મન તું વિચારે ન્યાર—ટેક.

બાજીગરજી બાજીઅ જેડો, સમજી ગિન સંસાર——
બરાબર૦ ૧

માન અને અપમાન છેડેનેં, બન તું સ્વરૂપાકાર——
બરાબર૦ ૨

સંસાર, સ્વર્ગ, શરીરને સોણું, સમજ અસત્ય અસાર——
બરાબર૦ ૩

જડ દુઃખરૂપ મિટીય મટ જેડો, દેહુ અશાશ્વત ધાર--

ભરાભર૦ ૪

તેમેં તું મોહુ રખી મન મૂરખ, ગિને તો દુઃખ અપાર--

ભરાભર૦ ૫

તુ શુદ્ધ ચેતન્યરૂપ અખંડિત, એવે અદ્વૈત અપાર--

ભરાભર૦ ૬

મન ચિત્ત ઇંદ્રિય ગણુતેં ગહિનેં, ભન નનીજો તું સ્વાર--

ભરાભર૦ ૭

ખોટે ડાડે મુંજો મજેને, આશા રખે કુો અપાર--

ભરાભર૦ ૮

પાણુ ધન માલ કુટુંબ કબીલો, થીંદા બરી ઝરી છાર--

ભરાભર૦ ૯

ચિતવન તોજો ચિતમે સમાયે, કર સતસંગત સાર--

ભરાભર૦ ૧૦

જીભાઈ ચે આંઉ એયાં અજાણુઈ, સત કંધા જગપાર--

ભરાભર૦ ૧૧

**ભાવાર્થઃ**—હે મન, તું બરાબર વિચારીને જો. આ સંસારને બાજીગરની બાજી જેવો સમજી લે. માન તથા અપમાનને ત્યાગીને તું સ્વરૂપાકાર બની જા. સંસાર, સ્વર્ગ, શરીર અને સ્વપ્ન એ ચારે સમાન એટલે કે, સર્વથા અસત્ય અને અસારજ છે, એ નિશ્ચયપૂર્વક જાણી લે આ માટીના માટલા જેવો જડ દેહ દુઃખરૂપ અને વળી અશાશ્વત છે, એમ ધાર. ( એમાં લેશ માત્ર પણ સંશયનો સંભવ નથી ) હે મૂર્ખ મન, એ અશાશ્વત દેહમાં મોહ રાખીને તું અપાર દુઃખોને વ્હોરી લે છે-તું તો શુદ્ધ ચૈતન્યરૂપ, અખંડિત અને અપાર અદ્વૈત સ્વરૂપ છે અર્થાત્ તુ દ્વૈતને ધારણ કરીશ નહિ અને મન ચિત્ત આદિ ઇંદ્રિય ગણપર તુ ચઢીને તેમનો સ્વાર થઈ જજે-તેમને તારાપર સ્વાર થવા ન દઇશ. તુ આ બધા ખોટા ઠાઠને પોતાનો માનીને અપાર આશા શા માટે રાખે છે વારૂ ? કારણ કે, ધન, માલ અને કુટુંબ કબીલો આદિ સર્વ બળીજળીને ભસ્મીભૂત થઇ જવાનાં છે ચિંતનને ચિત્તમાં સમાવીને સારરૂપ સત્સંગતિ કર. જીબાઇ કહે છે

કે, હું તો અજ્ઞાત છુ, પણ સંત મને ભવસાગરમાંથી તારીને પાર પહોંચાડશે. સંશોધક.

## શુદ્ધ પ્રેમીઓની શાંત સ્થિતિ આદિનું કથન.

રાગ કાફી.

" મુંધર સત અગેં આંઉ કુરબાન વિઆં " એ રાગ.

આશક આંઇ સચા, જગમેં સે જાગનતા,
જગમે સે જાગનતા, [1]રાવલસેં આંઇ રતા—આશક૦ (ટેક)

સગે સુખકે ગોતે વિઠા, મજેઓં જગ ફાની,
અલ્લફ અખર સેજ ધુરેઓં, મુરસદ મેહરબાની,
ઉની ઘોરને મથાં કંજ, કિથા વિલજાની—આશક૦ ૧

લાડ લિબાગ, ધુનિયાં જા, ઉનીકે ગમન નતા,
ઍડા મહબૂબજા યાર, ગોતે લભજે કિતાં ?,
વચન ઠૂન ઉનીજા ખારા, જેડા કુરાન ગીતા—આશક૦ ૨

---

૧ પ્રભુ

ધુનિયાં છડેંઓં તેંસે સુતા, પણ લગે જાગન વિઠા,
તાર અધરજી અંધર ન, મું તોડીધે ડિઠા,
જેંકે લામકાન ચૅાજે, ઓતે અંઇં ઉભિઠા--આશક૦ ૩

બાન ભુલનતા ધુનિયાંજી, દેહ પિંઢજી ડિસા,
કુરો તારીફ ઈનીજી, કરી કિતાબ કિસા ? ;
હુંમેં હું ગડે કરે પીધોં, અમ્રતજા શીશા--આશક૦ ૪

કાયા કાગેમેં આશક, હગ્ધમ હજતા પડે,
ધિલ ગગામેં નિત વેઊં બાર નતા આથડે,
અલ્લા પંજતન પોતેંજી, ન જુધાઇ કે નડે--આશક૦ ૫

પિઢજે જાતવાડેમેં, રોન કરેને સલ્લા,
નિધા ન ધર્મ કૅર્જેજી ન ચોન ભુરા કે ભલા,
જુબાઇ મિણીમે સમજે આય હિકડો અલ્લા--આશક૦ ૬

**ભાવાર્થ**—જેઓ સાચા આશક (બ્રહ્મજ્ઞાની) છે, તેઓજ જગત્માં સત્ય તત્વને જાણે છે અને બ્રહ્મરત રહે છે. તેઓ સત્ય સુખને શોધી બેઠા છે, તેમણે જગત્ને નશ્વર માન્યુ છે અને તેમણે જો કોઈ વસ્તુ માગી હોય તો

તે ગુરુની કૃપાજ માગી છે એવા સત્ય મિત્રોપરથી તન મનને ઓવારી નાખીએ, એજ યોગ્ય છે. વિશ્વનાં વિલાસ વસ્ત્રો તેમને ગમતાં નથી એવા જે બ્રહ્મસખા તેમને ક્યાંથી શોધી કાઢીએ ? તેમનાં વચનો એવાંજ હોય છે કે, જાણે કુરાન અને ગીતા ! ( અર્થાત્ કુરાન અને ગીતામાંનાં વાક્યોમાં જેવી રીતે સર્વ જ્ઞાનની છટા દેખાય છે, તેવીજ બ્રહ્મજ્ઞાનીની વાણી પણ સમજી લેવાની છે. ) તેમણે આ જગત્‌નો ત્યાગ કરેલો હોવાથી સૂતેલા દેખાય છે, પણ તોયે જાણે જાગતા બેઠા હોયની ! એમજ જણાય છે, કારણ કે, તેમને અંદરના તારને તોડી નાખતાં જોયા નથી, તેઓ જેને લા મકાનના નામથી ઓળખવામાં આવે છે તે સ્થાનમાં ઉભેલા-એટલે કે, અક્ષય બ્રહ્મધામમાં વિરાજે છે. તેઓ પોતાના દેહ તથા જગત્‌ના ભાનને ભૂલી જાય છે, એટલે શાસ્ત્ર અને દંત કથાઓ એમની શી પ્રશંસા કરે ? અર્થાત્ એમનું વર્ણન કરવાની કોઇનામાં પણ શક્તિ નથી. તેઓ હુંમાં હું મેળવીને અમૃત ભરેલાં પાત્રોનું પાન કરી ગયા છે એટલે કે, અહંતા મમતાના વિકારથી રહિત થયા

છે. તે બ્રહ્મજ્ઞાનીઓ કાયારૂપ કાબામાં નિત્ય હજ પડે છે, મન રૂપ ગંગામાં સ્નાન કરી શુદ્ધ થાય છે, બહાર ભટકતા નથી અને બ્રહ્મ તથા પોતાની ભિન્નતાને ધારણ કરતા નથી. તેઓ સર્વ સાથે સલાહ સંપથી રહે છે, કોઈના ધર્મ-ની નિંદા કરતા નથી, કોઇને બુરા ભલા કહેતા નથી, કા-રણ કે, જીબાઈ, તેઓ સર્વમાં એકજ બ્રહ્મ વ્યાપેલો જુએ અને જાણે છે *

સંશોધક.

---

* જ્યા અભેદજ્ઞાનનો લાભ થયો પછી નિંદા કે સ્તુતિનો સંભવ હોઈ શકેજ નહિ. નિંદા અને સ્તુતિ કેવળ ભેદભાવ હોય ત્યાં સુધીજ સંભવે છે. એક ઉર્દૂ કવિએ યેગ ઉદ્ગાર કાઢ્યા છે કે —

" હય આરજૂ દિલમે યહી હિન્દૂ મુસલ્મા એક હો,
ટલજાય સારી દુશ્મની હિલમિલકે દિલસે નેક હો,
મજહબપે અપને ચુસ્ત હો ઇન્સાનકી યે ટેક હય,
ગેરસે દેખો અગર અલ્લાહ સબકા એક હય ! "

આવી ભાવના રાખવાથીજ સંપ, સમૃદ્ધિ, સ્નેહ અને સમભાવની વૃદ્ધિ થાય છે અને તેજ માનવપ્રાણીની ઉન્નતિનો મૂળ પાયો છે.

સંશોધક.

## માશૂકરૂપ લાલન (બ્રહ્મ) ના આશકરૂપ લાલ (પ્રેમીઓ) ની અદ્વૈત સ્થિતિનું માહાત્મ્ય.

કાફી, રાગ રામકલી.

" સેં મૂં સૅણ નૅણ ડિઠા "—એ રાહ.

યારો લાલનજા લાલ, જગમેં આંઇંની જીત્યા,
જગમે આંઇ ની જીત્યા, સાધનમેં આફતુ વીત્યા-યારો૦
(ટેક)

સીલ સચો અચ આંજો, ધણી કે ધિલમેં ધાર્યાં,
પિંઢમે પિઢ થેઆ ગડજી, મનકે મનસેં વાર્યાં—
યારો૦ ૧

હોંસ હવસ દુનિયાંજા, છડેને ખુશીથી વિઠ',
લાલ અચો જગતુ પાર, ન શગન કર્મની ચિઠા—
યારો૦ ૨

સમજો સુખ ને વસંધી, સરખા જીયણાં મરણાં;
જાણો સુખ ડુખ્ખ સરખા, ચુમજે આંજા ચરણાં--
યારો૦ ૩

ગાફ્લ જૅંકે કીન ડિસે, કુરો ચૅાજે તેંકે વિસે ?,
નાંએ ભિરત જીત ધુનિયાં, ઊપધ લાલનજા લાલ પસે --
યારો૦ ૪

મનકે મિંજ ઈ વિઠા વારે, ગુસ્સે કે છડયોં ગારે,
લાલન ખુશીમેં પોતે, ખુશીકેં લાલ રખન મારે--
યારો૦ ૫

હિરખ શોક નાંએ જે કે, ધનધન ચૅાજે પણ તેંકે,
વિછોડો મ હુવે કેંકે, જીખાઇ, લાલન કજા ગે કે—
યારો૦ ૬

ભાવાર્થઃ—જેઓ આ જગત્‌માં બ્રહ્માસકત-બ્રહ્મ-જ્ઞાની-છે, તેઓજ ખરી રીતે બાજી જીતી ગયા છે. જો કે તેમને અનેક આપત્તિઓ સાધનમાં સહન કરવી પડી છે, પરંતુ અંતે તો તેમણે વિજય મેળવી લીધો છે. હે બ્રહ્મા-સકતો, તમોએ બ્રહ્મને હૃદયમાં ધારણ કરેલો હોવાથી

તમારૂં શીલ સાચુ છે, કારણ કે, તમોએ મનવડે મનને વાળ્યું છે અને બ્રહ્મમાં મળી બ્રહ્મરૂપ થયા છો, તમો વિશ્વના ભોગવિલાસ તથા તેમની તૃષ્ણાને ત્યાગી આનંદમાં બેઠા છો, એટલે તમો ભવસાગરથી પાર થએલા હોવાથી તમોને કર્મની બાધા થઇ શકે તેમ નથી. તમો શૂન્ય અને વસતિ, જીવન અને મરણ તથા સુખ અને દુઃખને સમાન માનો છો, અર્થાત્ તમારામાં ભેદભાવ ન હોવાથી વારંવાર તમારાં ચરણોને ચુંબન કરવાની આકાંક્ષા થયા કરે છે. માયા મુગ્ધો જેને જોઇ શકતા નથી, એવા વિશ્વવિકાર રહિત માર્ગમાં તો કેવળ બ્રહ્મજ્ઞાનીઓજ વિચરી શકે છે. તેઓ પોતાના મનને અંદરથીજ વાળી બેઠા છે. ક્રોધને જેમણે કાઢી નાખ્યો છે અને બ્રહ્મભાવનાને યોગે અહંતાને જેમણે ટાળી દીધી છે, જેમનામાં હર્ષ કે શોકનો નિવાસ નથી તે મહાનુભાવો ધન્ય છે એમનો વિયોગ કોઇને પણ નહશો. જીબાઈ કહે છે કે, હે બ્રહ્મીભૂતો, તમો બીજાંને પણ બ્રહ્મરૂપ બ્રહ્મજ્ઞાની બનાવજો.

સંશોધક.

## સ્વામીનું સ્મરણ.

કાફી.

તારી તિનીજી લગી, સામીડાતા સંભરેન–ટેક

સામીડા સંભૂડા, જિત આય મિઠડો મેરાણ;
તન મેં લગાયો તવાર, પૂરો ઉનીજો પરિયાણ,
ચિતમેંતા ચણકન, મૂંજે ખિલ્રજા ડાર—
તારી તિનીજી૦ ૧

સચા સાથ સામીડા, ગુરકે ગડયા જે આહીં,
મનકે મનસેં બધાં, મોજા મિંજહી રામાહીં,
આરામ ઉનીકે ન આવે, વતન કેતા વાજાઈ––
તારી તિનીજી૦ ૨

હથ હિકડી ન ઉનીજી, અનહથ તા વસન,
અખીઉં અંધરજીઉં, ડરથી તા ડિસન;
વાણીજો ન વિષય, ઉતેં ઊતા રસન––
તારી તિનીજી૦ ૩

સામી જગમેં જીયન, જિકડરેકે તા જામી;
ટકોરે ચોઈયેં વિચ્ચ, ચોકી ચોગી ગુજમેં વામી;
ડાઢી ડિસતા ડોરીં, જિનીજે ધડતે સિર નાંહી--
તારી તિનીજી૦ ૪

ચોગી જિત આંહિ વિઠા, વેર પિંઢકે વઢીં;
ભઠેંઢ ન મરીન, કીં ન બધન પટી;
કે કે કીં નતા ચૉન, મિંજઇંતા મિટીં--
તારી તિનીજી૦ ૫

મધત મુરસધજી સાણ, હેમતસે તા હલન;
લોરૂં લુખ જિંયું લંઘન, ઝપાટાતા ઝલન;
પાછા પેર ન વરન, સૂરા સાંમાં હલન—
તારી તિનીજી૦ ૬

વેસા વથાણ ઉંનીજા, જોતુ જિત ત્યું જાગન,
લૂટારે કે વ્યા લૂંટે, વાજા જીતજા વજન,
જીમાઇગે લધાં સુખ જે સાણે, સેન પાછા વરન--
તારી તિનીજી૦ ૭

ભાવાર્થઃ—મને સ્વામી એટલે કે ગુરુનું સ્મરણ થયા કરે છે અને તેમનીજ લગની લાગી રહી છે. તેઓ અમૃતના મહાસાગર સમાન છે તેમનું પ્રયાણ પરિપૂર્ણપ્રતિ છે અને તે મારા હૃદયની શાંતિ છે. તે સત્ય સાધુજન મનને મનવડે બાંધીને મનની લહરીને મનમાંજ શમાવી દે છે અને જ્યાં સુધી પોતાની આત્મસ્થિતિમાં ન જઇ પહોંચે ત્યાં સુધી તેમના ચિત્તમાં શાંતિનો નિવાસ થતો નથી. તેમનો પ્રદેશ સીમાબધ્ધ નથી, તેઓ નિઃસીમતાથી વસે છે, કારણ કે, 'वसुधैव कुटुम्बकम्' એજ તેમનો પરમ સદ્ધાંત છે. તેઓ પોતાના અંતશ્ચક્ષુ-જ્ઞાનચક્ષુથી સર્વ નિહાળી શકે છે અને જે વાણીનો વિષય નથી, તે સ્થળે-પરમાત્મામાં પહોંચી શકે છે. એ ગુરુ યોગિજનો કેવળ ભૂલેલાને સત્ય માર્ગ બતાવવા માટેજ આ જગત્માં જીવે છે, પરોપકાર વિના તેમના જીવનનો બીજો કોઇપણ ઉદ્દેશ નથી. યોગીઓ વૈરના પિંડને વાઢીને બેઠા છે, જખમને ભરતા નથી અને પાટો બાંધતા નથી, તેમજ કોઇને કાંઇ કહેતા નથી, પણ અંદરથીજ બધું મટાડી દે છે. પોતાના

સદ્દગુરુના સાહાય્યવડે હિંમતથી ચાલે છે અને અનેક સંકટોને સહે છે, તેજ ઇચ્છિત વસ્તુને પામે છે, માટે હે મુમુક્ષુઓ, પાછાં પગલાં ન ભરશો, કારણ કે, શુરવીરો તો સ્હામાજ ચાલે છે. જે અક્ષય સુખનું ધામ છે, જ્યાં જ્યોતિઓ જાગૃત છે, જ્યાં લૂટારાઓ લુટાય છે અને વાઘો વાગી રહ્યાં છે, ત્યાંના સુખને મેળવીને જીબાઈ કહે છે કે, કોઇપણ પાછુ ફરતુ નથી. અર્થાત્ નિરહતા અને મમતા હીન પ્રદેશના આનંદને—નિર્વિકાર આનંદને ત્યાગવાની કોઇની પણ ઈચ્છા થતી નથી.

સંશોધક

